સાતમી સાહિત્ય પરિષદ્ માટે લખાયલો નિબંધ

# ગુજરાતી ભાષામાં ઇંગ્રેજી શબ્દોનો ધસારો.





લેખક અને પ્રકાશક:-

**નીછાભાઈ ભાઈશંકર ભટ્ટ.**

વાનપ્રસ્થ સિનિયર-શિક્ષક.

ખરસાડ (વાયા અમલસાડ.)

બહેનો અને ભાઇઓ,

હું ઘણો સમય થયાં ચાલુ વ્યવહારકાળમાં જ્યાં જોઇએ ત્યાં આપણી ગુર્જરગિરામાં ઇંગ્રેજી શબ્દોનો ઓઘ વધતો જોતો રહ્યો છું. ઇંગ્રેજી ભણેલા, નહિ ભણેલા, નાના મોટા ઉચ્ચ વર્ગમાં, મધ્યમ વર્ગમાં, કે કનિષ્ઠ વર્ગમાં કોઇ નહિ તો કોઇ રૂપે ઇંગ્રેજી શબ્દોનો ઉપયોગ બરોબર. છોકરાઓ ઇંગ્રેજી ભણતાં ઇંગ્રેજી બોલે તે જુદી વાત, પણ ઘરમાંએ સાધારણ વાતચીતમાં અર્ધું ગુજરાતી અને અર્ધું ઇંગ્રેજી બોલતા જણાયા. મોટાએ પણ અર્ધું પર્ધું ઇંગ્રેજી ઘુસાડયા વગર રહેતા નથી. સભામાં વક્તાઓ પણ એવું કરતા જોવામાં આવે છે. વર્તમાનપત્રો, માસિક પત્રો અને જાહેર ખબરોમાં પણ તેવુંજ. કેટલાંક પુસ્તકો પણ એવા ચેપથી મુક્ત નથી. એવું જોતાં મનમાં વિચાર ઘોળાયા કરતો હતો કે આ સ્થિતિમાં કાંઇ ફેરફાર થવાની જરૂર છે, અને તેથી એને ચર્ચામાં લાવવી જોઇએ. પણ આભ ફાટયો ત્યાં થીંગડું કેમ દેવાશે. એમ કરી બેસી રહ્યો હતો. એટલામાં છઠ્ઠી સાહિત્ય પરિષદના ભણકારા સાંભળ્યા ને સમાચાર વાંચ્યા. તે પરથી મેં પરિષદની વ્યવસ્થાપક સમિતિનાં મંત્રીજી ઉપર એ હકીકતનો પત્ર લખ્યો ને તેમાં ઉકત મથાળાં હેઠળ એક ટાપ્પણુ ખડું કરી દિગ્દર્શન કરાવવાની ઇચ્છા દર્શાવી. એ ઇચ્છાને મંત્રીજીએ પ્રેમપૂર્વક પ્રોત્સાહન આપ્યું એટલે આ અલ્પમતિ સેવકે આ કઢંગું સાહસ વહોરી લીધું. પણ અનિવાર્ય કારણસર છઠ્ઠી પરિષદ્ માટે એ મોકલી શકયો ન હતો તે આ સાતમી પરિષદ્ માટે મુલતવી રાખ્યો હતો. એમાં કાંઇ ઠોકરાતો લાગું તો સંભાળી લેવાનું સુજ્ઞજનો ચૂકશે નહિ એવી આશા છે.

કદાચ કોઇને લાગશે કે એમાં કઢંગું સાહસ તે શું ? તેના પ્રત્યુત્તરમાં જણાવવાનું કે એનાં કેટલાંક કારણો છે. (૧) કેટલાક એમ માનશે કે આ તો કોઇ ‘ભદ્રંભદ્ર’ જેવા વિચાર ધરાવનાર હશે, કે ઇંગ્રેજી ભાષા પ્રતિ કેવળ અભાવ દર્શાવનાર વ્યકિત હશે. (૨) હાલની સ્થિતિ ઉભી થવા દેવામાં અમારા મહાન ગુરુઓ અને ગુરુ તુલ્ય પંડિતો પણ સીધી તેમ આડકતરી રીતે કાંઇક સહાયભૂત થયલા જોવામાં આવે છે. (૩) સરકારી કચેરીઓના ગુજરાતી પત્રવ્યવહારમાં ઇંગ્રેજી શબ્દોના ઉપયોગ ઉપર ચર્ચા કરતાં કદાચ અભાવ વ્હોરી લેવાનો પ્રસંગ આપવો. (૪) ઇંગ્રેજી ભાષાનો અને તેના છૂટા છવાયા સહસ્રો શબ્દોનો અતિપ્રચાર કે જેનો વેગ અટકાવવો દુર્ઘટ છે. (૫) વિષય પ્રતિપાદન કરવામાં જોઇતાં જ્ઞાન અને અવકાશની ન્યૂનતા.

પહેલા કારણના સંબંધમાં એટલુંજ કહીશ કે હું કાંઇ ‘ભદ્રંભદ્ર’ના વિચારનો નથી, કે ટિકિટના સ્થાનમાં ‘મૂલ્ય પત્રિકા’ માટે પોકાર કરૂં, કે ‘મિનિટ’ શબ્દ બોલતાં અબ્રહ્મણ્યમ્ અબ્રહ્મણ્યમ્ કરી કાનમાં આંગળી ઘાલું કે न वदेद्यावनीं भाषाम् નો શાસ્ત્રાર્થ કરૂં ! ! ! ઇંગ્રેજી ભાષા પ્રતિ મારો કાંઇ અભાવ છેજ નહિ. મારા છોકરાને તેમજ મારા ભાણેજ વગેરે જેવા સગાવહાલાના છોકરાઓને ઇંગ્રેજી ભણતા કર્યા છે. તેમ અમારી સ્વજ્ઞાતિના છોકરાઓને ઇંગ્રેજી ભણવા માટે અમે એક વિદ્યો-તેજક રકમ ઉભી કરી છે. અને મોટી ઉમ્મરે

આ સેવકે પણ બંને ભાષાનું ઉત્પત્તિ સ્થાન એક છે તો અળગપણું કેવું અને કેટલું છે તે જોવા કંઇ કંઇ કરવા માંડેલું છે.

બીજા કારણના સંબંધમાં મારે ઉદાહરણો આપવાં એ મારા પૂજ્ય અને ગુરુતુલ્ય વિદ્વાનોએ ગુજરાતી ભાષા અને અમારા કલ્યાણ માટે જે કામ ઉઠાવ્યો હતો અને ઉઠાવે છે તેમના પ્રતિ દ્રોહી થવા બરોબર છે અને તેથી शत्रोरपि गुणा वाच्या दोषा वाच्या गुरोरपि એ નીતિ વચન છતાં ખંચાતા ખંચાતા કંઇ કંઇ ઉદાહરણો આગળ દાખલ કરેલાં છે. જો કે તેઓએ હાલના જેવી ઈંગ્રેજી શબ્દોને ઘુસાડવાના હદ પારની લાગણી દર્શાવેલી નથી. અને ઘણે ભાગે ન છૂટકે શબ્દ પ્રયોગો કરેલા જણાય છે. પણ કેટલાક અંશમાં महाजनो येन गतः स पन्था અથવા यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरोजनः ( મોટો માણસ જેણે ગયો તે રાજમાર્ગ. શ્રેષ્ઠ પુરૂષ જેવું વર્તે છે તે જોઇ બીજાઓ તેની નકલ કરે છે ) આવું થયેલું જણાય છે. આગલા વિદ્વાનોએ જે કાંઇ થોડી ઘણી છૂટ લીધી હોય તે જોઈ પછીનાઓએ તો, પોતાની વિવેક દૃષ્ટિને આમ તેમ ફેરવીજ નહિ અને રાજમાર્ગ મળી ગયો જાણી પેલા ચાર પોપટ પંડિતોના જેવું કરેલું પ્રતિત થાય છે. એ મહાન પુરૂષો કદાચ તે સમયે ધારતે તો તેઓ તે વખતના એવા કલમબાજ અને સત્તા ધરાવનાર હતા કે આજે કદાચ મુઝવણનો પ્રસંગ ન આવતે. દાખલા તરીકે 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી,' 'ટ્રેનિંગ કૉલેજ,' ફીમેલ ટ્રેનિંગ કોલેજ, 'આપારાવ લાયબ્રેરી,' 'ગુજરાત કલબ;' જેવી સંસ્થાઓના નામ તેઓ ધારતે તો દેશી (ગુજરાતી) ભાષામાંજ પાડત. સ્કૂલ, સ્કોલર, સ્કોલરશિપ, માસ્તર વગેરે જેવા શબ્દોનો પ્રયોગ ઇંગ્રેજી નિશાળો માટેજ ખાસ રાખતે અને ગુજરાતી પાઠશાળાઓમાં એના ગોળ ધાણા ન વહેંચતે. 'જ્યુબિલિ' જેવા શબ્દો માટે 'પાંચાશદ્વાર્ષિક મહોત્સવ' ખુણામાં ન રાખતે. ( જુઓ. શા. પ. નો જ્યુબિલિ અંક ) વગેરે ઘણા ઉદાહરણો આપી શકાય, પણ લંબાણ થવાના ભયથી આટલાથી સંતોષ પકડવો પડે છે.

ત્રીજું, સરકારી કચેરીઓના હુકમોને સુચનાઓમાં ગુજરાતી ભાષાની અજ્ઞાનતા કે પ્રમાદથી ભારોભાર ઈંગ્રેજી શબ્દો ઘુસાડી દેવામાં આવે છે. જેમકે હેડમિસ્ટ્રેસ, સરક્યુલર, રૂરલ, કયોટલોગ, રજીસ્ટર, લાયબ્રેરી વગેરે. શું આને માટે મહેતીજી, સૂચના પત્રિકા, ગ્રામ્ય વગેરે શબ્દો ન મૂકી શકાય ? પણ આવી બાબતમાં ચર્ચા કરતાં અમારા દેશી અધિકારીઓજ કાન ઊભા કરે અને આ તે કોણ ડહાપણીઓ મહેતાજી નીકળ્યો કરી કંઇનું કંઇ કરી દેવા તત્પર પણ થાય ! ( પણ હવે ભી આવો ભય સેવક રાખે એમ નથી ! )

હવે ચોથા અને પાંચમા કારણો તો સ્પષ્ટ જ છે એટલે એ ઉપર વધુ વિવેચન કરવાની જરૂર નથી પણ સૂર્વ સુજ્ઞ વિદ્વાનો અને સદ્‌ગૃહસ્થો ગુર્જરીના અભિમાનીઓ આ નીરસ લેખ ઉપર કૃપા દૃષ્ટિ રાખી કાંઇ પણ પ્રયાસ કરે તો ગરવી ગુર્જરીનું કાંઈ પણ નાક રહે.

## આપણી ભાષાની મૂળ ઉત્પત્તિ અને વૃદ્ધિ.

આ વાત તો હવે નિર્વિવાદિત સિદ્ધ થઇ ચૂકેલી છે કે આપણી ગુર્જરગિરાનું પૂર્વરૂપ અપભ્રંશ, તેનું પૂર્વરૂપ પ્રાકૃત અને તેનું પૂર્વરૂપ સંસ્કૃત; અર્થાત્ આજે એ ચોથી પેઢીએ

છે. ચોથી પેઢીમાં એના સત્પુત્રો, નરસિંહ, શામળ, પ્રેમાનંદ વગેરેએ પોતાની માતાને અમૃત સંજીવની દવા પાઇ અમૃત ખોરાક આપી ચાલુ અવસ્થામાં આપણને તેની સેવા ઉઠાવવાનું સોંપી સ્વધામે ગયા. ગુજરાતના રાજાઓમાંથી ક્ષત્રિય મુખ્ય રાજ્ય નાશ પામ્યું, અને મુસલમાની હુમલાઓ આવ્યા અને તેની પાદશાહત દાખલ થઇ અને 'યથા રાજા તથા પ્રજા' એ કહેતી મુજબ પહેરવેશ અને વાણીમાં વિકારો થયા. રાજદ્વારી ખાતાઓમાં ફારસી, આરબી તુર્કી ભાષાઓનું પરિબળ વધ્યું અને તેને લીધે આપણી ભાષામાં આજે ગણતાં થાકી જઇએ અથવા એકેકો શબ્દ મૂકી દિલ્લી લગી જઇએ તો ત્યાં લગીમાં એ પુરા ન થાય એટલા શબ્દો ઘુસ્યા. બોલવા લખવામાં કદાચ સુગમતા વધી હશે, પણ ભાષા વર્ણસંકર થઈ. જો એટલાજ શબ્દો પોતાની પ્રમાતામહી પાસે મેળવ્યા હોત તો વર્ણસંકર ન કહેવાત. અથવા બીજી રીતે કહીએ તો ભાષાનો ખીચડો ન થાત. પણ 'ભાવિ પદારથ મિથ્યા નથી થતું' એવી લોકોકિત ખોટી ન કહેવાય. પછી વચમાં મરાઠી-પેશ્વાઇનો દોર ચાલ્યો, પણ તેની અસર ભાષા પર કેટલી થયલી તેનો કાંઈ પત્તો નથી. કયા શબ્દો તેમાંના રહેલા તે જાણવામાં નથી. માત્ર એક શબ્દ પારડી તાલુકામાં શિવાજીના સિકકા કે 'શિવરાઇ' કહેવાતો, અને તેનો ઉપયોગ પણ કેટલોક વખત ચાલુ હતો, પણ થોડા વરસ થયા તે સિકકાઓ ખેંચી લેવાયાથી તે શિવરાઇ શબ્દ હતો નહતો થઈ ગયો! મહેસુલી ખાતામાં એક દફતરનું નામ 'પહાણી' છે તે અને શિરસ્તેદારને સ્થાને વપરાતો ચીટનીસ એવા કોઈક જુજ છે. નર્મદ કવિએ 'ગોડી' 'કૈવારી' એ। એ ત્રણ શબ્દો 'નર્મ કવિતા' અને દ્રૌપદી દર્શન નાટક'માં મુકેલા જણાય છે. અને ત્યાર પછી હાલમાં 'મુકદ્દમાના' અર્થનો 'ખટલો' અને એક બીજો 'નોકરશાહી' એ બે શબ્દો દક્ષિણી પત્રમાંથી કે લોક બોલીમાંથી દાખલ થયા છે. આપણે ત્યાં 'ખટલો' શબ્દ 'બૈરાં છોકરાં' એવો મૂળમાં છે. જેમકે કેમ ભાઇ, તમે ખટલા સાથે છો કે એકલા ? પણ હવે ઉપરનાં અર્થમાં પણ ચાલુ થયો છે. એટલેથી મરાઠી સંબંધ સમાપ્ત થતાં નામદાર બ્રિટિશ સરકારનું રાજ્ય ૧૮૦૦ અને તે પછીના વરસોથી ચાલી ઇંગ્રેજી પદ્ધતિના ખાતાઓ દાખલ થતાં ગયાં તેમ તેમ અમલદારોના હોદ્દાઓ અને ખાતાના નામો અને દફતરના નામો ઇંગ્રેજી થતાં ગયાં અને લોર્ડ મેકોલેની 'મત પત્રિકા' સ્વનોંધ પરથી આ દેશમાં ઇંગ્રેજી કેળવણી દાખલ થઇ અને તે આ પ્રાંતમાં પણ પેઠી ત્યારથી ઇંગ્રેજી શબ્દોની વપરાશ થવા માંડી.

ઇંગ્રેજી કેળવણીથી અનેક પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત થયું, બે આંખની ચાર આંખ પણ લોકોના કેટલાક ભાગની થઇ; અનેક સુધારાઓ દાખલ થયા પણ તે સાથે ઇંગ્રેજી શબ્દો પણ શુદ્ધ કે રૂપાંતર થઇ આજ લગીમાં એટલા બધા ઘુસ્યા કે થોડા વખતમાં મૂળ ઇંગ્રેજી શબ્દ કયો અને ગુજરાતી કયો તે પારખવો મુશ્કેલ થઇ પડવાનું; અને તેથી એક જાતનો ખીચડો તો થયલોજ હતો, પણ હવે તો તે છેક ચાચરે ભૂતારું કાઢવાનો કે ક્ષેત્રપાળ મૂકવાનો જાણે બાકરોજ હોય એવું ભાષાનું સ્વરૂપ થઈ જવા આવ્યું છે—અરે થઈ ગયું છે એમ કહીએ તો ખોટું નથી કેમકે ગુજરાતીનું બેસણું કેણીમેર છે તે હવે કળી શકાતું નથી. 'ઉંટનાં અઢારે અંગ વાંકાં' તેમ આપણી કહેવાતી ગરવી—અરે ગરીબડી ગુજરાતના જોડણી પરત્વે

તો વાંકાં અંગ છેજ અને તેવી સ્થિતિમાં વધારો કરે એવા મિશ્રિત પરભાષાના-પરવાચાના વિકૃત સ્વરૂપથી વિશેષ વાંકાં અંગો બની રહ્યાં છે. શુધ્ધ ગુજરાતી; સંસ્કૃતમય ગુજરાતી, મુસલમાની ગુંજરાતી, પારસી ગુજરાતી અને હવે થઇ ઇંગ્રેજી ગુજરાતી, પણ એને ઉપલા પ્રકારોમાં મિશ્રિત કરો એટલે દરેકના પાછાં વિકૃત જુદાજ નામકરણ સંસ્કાર થશે-અરે થઇ ગયા. છે. તો હવે બાકરો ખરો કે નહિ? આ વિચાર કરી રહ્યો હતો એટલામાં એનોજ પડઘો પાડનાર એક સાહિત્યાચાર્ય મળ્યા. રૂબરૂમાં નહિ પણ 'સાહિત્ય' માસિકના વાચનમાં મળ્યા. એ એક મારા પે. ઉપશિક્ષકે મને વાંચવા આપ્યો તેમાં આ પ્રમાણે તેઓ જણાવે છેઃ—

'સાહિત્ય' પુ. ૬ અં-૧૦ પૃ-૬૯૪ શ્રીમાન્ સાહિત્યાચાર્ય કરૂણાશંકરે કહ્યું છે કે "મારો આધીન મત એવો છે કે જોડણી વૈવિધ્ય સહજ ફેરફારવાળા જુદા જુદા ભાવ દર્શાવવાને જાણી જોઇનેજ યોજવામાં આવ્યું હતું. જરા સૂક્ષ્મ રીતે એ સમયના સાહિત્યોનો અભ્યાસ કરીશું તો જણાશે કે અંગ્રેજી અને સંસ્કૃતના બહોળા ભાષા જ્ઞાનને લીધે ગુજરાતીઓનો વિચાર વેગ વધ્યો હતો. ગુજરાતી ભાષા એ વિચારનું સરળપણે વહન કરી શકે એટલી બધી સમૃદ્ધ ન હતી. યથાક્રમે યથામતિ અને અનેક સાક્ષરો ભાષાને સમૃદ્ધ કરવા નવા નવા શબ્દો યોજતા પણ એટલાથીજ એ કાંઠે વહ્યાં કરતાં વિચાર પૂરને મર્યાદા છોડી ઉપકંઠ પ્રદેશમાં વહેતા અટકાવી શકાશે નહિ, તેમ એ સમયના વિચારવંત વિદ્વાનોને વેળાસર દેખાયેલું કે કંઇ પણ તાત્કાલિક ગોઠવણ કરવામાં નહિ આવે તો સાક્ષાત્ પરભાષાના અનેક શબ્દો ભાષામાં પેસી જઇ ખીચડો કરી નાંખશે, એવી બીતિ પણ લાગેલી છે. આમ થતું અટકાવવાને એમણે સંસ્કૃત ભાષામાંથી યથેચ્છ શબ્દો લેવા માંડેલા અને અનેક નવિન શબ્દો યોજવા પણ માંડેલા અને એ રીતે બને તેટલી ત્વરાથી ગુજરાતી ભાષાની શબ્દ સમૃદ્ધિમાં વધારો કરવા માંડેલો. તે સમયનો ભાષાનો એક વિશેષ પ્રકાર જેને રા. શ્રી. કલ્યાણ 'સાક્ષરીઆ' ગુજરાતી કહે છે તે આજ કારણથી ઉદ્દભવેલો. આમ છતાંએ આંગ્લ ભાષામાં અને સંસ્કૃતમાં જે સૂક્ષ્મભેદ શબ્દના બંધારણમાં સહેજ ફેર કરવાથી અથવા જુદો શબ્દ વાપરી બતાવાતો તે ટુંક ભંડોળવાળી તે સમયની ગુજરાતી ભાષાદ્વારા દર્શાવી શકાતો નહિ; તરજુમાનો તે સમય હતો અને પરભાષામાંથી થયલા ભાષાંતરોમાં શબ્દ ભંડોળની ખામીને લીધે મૂળની ખૂબી સાચવી શકાતી નહિ. આ કારણથી તે સમયના સાક્ષરોના મગજમાં એકજ શબ્દને ભિન્નભિન્ન રીતે લખી ભિન્ન ભિન્નભાવ સુચવવા એવો ખ્યાલ આવેલો હતો અને તેને અંગે જેને આજે જોડણી વૈવિધ્યના નામથી ઓળખીએ છીએ તે પ્રકારની યોજના થયલી."

શાળા પત્ર સોનેરી મહોત્સવના અંકમાં પૃ-૧૧૧ 'ઉર્દુ ભાષાનો ઇતિહાસ,' નામક લેખમાં જણાવ્યું છે કેઃ—

"સંસ્કૃત ભાષાપર તો એનું કંઇ ચાલે તેમ ન હતું તેથી આ વગર તેડયા મહેમાનને વ્રજ ભાષાએ આવકાર આપ્યો. ધાર્મિક હિંદુઓ ઘણાક સમય સુધી એ મ્લેચ્છ ભાષાથી દૂર રહ્યા, પણ ભાષાની સત્તા ધર્મ ને રાજ કરતાં પણ બળવત્તર છે. કેમકે ઘડી ઘડી

અને પળે પળની જરૂરે, આઠે પહોર એક સાથે રહેવું, લેણદેણને વ્યવહાર, વગેરે બાબતો એવી છે, કે જેથી એ ભાષા વિના ચાલતુંજ નથી. વળી ઘણીક નવી વસ્તુઓ એવી આવે છે કે તે પોતાનું નામ પણ સાથે લાવે છે. કેટલાક શબ્દો એવા હોય છે કે તે એક શબ્દથી જેટલી મતલબ અદા થાય છે, તેટલી તેનું ભાષાંતર કરી બોલવાથી અદા થતી નથી. મુસાફરીમાં અન્ય લોકોના સહવાસમાં રહેનારી પ્રજાને ના છુટકે પણ તેના શબ્દો બોલવાજ પડે છે. કોઇ વખતે આનંદ કે હેતના કારણથી મિત્ર મિત્રના શબ્દો બોલી આનંદ માને છે. સૌથી વિશેષ કારણ એ છે, કે વિજયી પ્રજાની દરેક વાત વધારે ગમે છે. તેમની રીતભાત, ચાલચલણ, કપડાલત્તાંની નકલ થાય છે, અને લોકો એ બધું હોંસે હોંસે કરે છે, એટલુંજ નહિ પણ તેમાં ગર્વ માને છે."

**ગુજરાતી ભાષામાં ઇંગ્રેજી શબ્દો ઘુસવાના મુખ્ય કારણો:—**

(૧) ઇંગ્રેજી ભણેલાઓને ગુજરાતી શબ્દ વહેલા મળતા નથી કે યાદ આવતા નથી એટલે તરત ઇંગ્રેજી મૂકી દે છે. જરૂર પડે કે નવા ઉપજાવી લેવાની અશક્તિ કે પ્રમાદથી સીધાજ ઇંગ્રેજી ઘુસાડી દે છે.

(૨) મોટાઇની ખાતર એવા શબ્દ બોલે છે કે પ્રમાદથી બોલે છે.

(૩) બીજા દેખતાં કાંઇ ખૂલ્લી વાતચીત કરવી નહિ હોય ત્યારે ગુપ્ત સંજ્ઞા તરીકે ઇંગ્રેજી શબ્દો વાપરે છે.

(૪) ઇંગ્રેજી ભણેલાને બોલતા જોઇ ઇંગ્રેજી ગુજરાતી સબ્દોના ભેદથી અજ્ઞાન માણસો સહજ એવા શબ્દો ઉપાડી લે છે.

(૫) સ્વભાષાનું અભિમાન ન હોવાથી એવા શબ્દો ઘુસાડે છે.

(૬) સંસ્કૃત ભાષાનું પઠન પાઠન જેઇએ તેવું ન હોવાથી

(૭) રાજકર્તા કોમની સત્તા અને સગવડ સાચવવા.

**ઇંગ્રેજી શબ્દો કયાં કયાં ઘુસ્યા છે તેની ટુંકી યાદી:—**

(૧) વાંચનમાળા.

(૨) અન્ય ગ્રંથો, પછી તે ગદ્યાત્મક કે પદ્યાત્મક હોય કે ગદ્યપદ્યાત્મક હોય,

(૩) સામયિક પત્રો (દૈનિક, સાપ્તાહિક, માસિક, ત્રિમાસિક કે વાર્ષિક)

(૪) ખાનગી જાહેર ખબરો કે વિજ્ઞાપન પત્રો, પછી તે સામાયિક પત્રોમાં હોય કે હસ્ત-પત્રો રૂપે હોય.

(૫) સરકારી આજ્ઞાપત્રો પછી તે લેખી હોય કે છાપેલાં હોય.

(૬) વાર્તાલાપ અને ભાષણો.

(૭) ખાનગી સંસ્થાઓ (શિક્ષણ વિષયક, સાહિત્ય વિષયક કે કળા વિષયક)

(૮) સરકારી સંસ્થાઓ; કે કચેરીઓ, પત્રપ્રેષણ કાર્યાલય વગેરે.

## નવી ગુજરાતી વાચનમાળાની ચોપડીઓમાં પેઠેલા અંગ્રેજી શબ્દો:—

| | | | | |
|---|---|---|---|---|
| મ્યુનિસિપાલિટિ | પાસેંજર | સેંટીગ્રેડ | સોડાવૉટર | ટેબલ |
| પાર્લામેંટ | સ્પેશીઅલ | ગ્રેટબ્રિટન | ફોસ્ફરસ | ઓવરસીયર |
| સેકંડ | સુપ્રીન્ટેન્ડન્ટ | વેસ્ટ | કાર્બોનીક | કમિશ્નર |
| ડ્રાઇવર | ફોનોગ્રાફ | નોર્થ | ગ્રેફાઇટ | ડેપ્યુટી |
| પોલિસ | બ્લોટીંગ | ઇસ્ટ | યાર્ડ | કોર્ટ |
| લેવી | નૈટ્રોજન | સાઉથ | મેજર | વાર ફુટ |
| ઇવનીંગપાર્ટી | હૈડ્રોજન | આસીસ્ટંટ | ગાર્ડ | સીવીલસર્જન |
| ઇસ્પિતાલ | ઓક્સીજન | કલેક્ટર | માસ્તરો | કલાર્ક |
| ટપાલ ઓફીસ | સ્ટેટ | સેક્રેટરી | સ્ટેશન | ક્રિકેટ |
| સેવિંગ્સ બેંક | માજીસ્ટ્રેટ | સ્પેકટ્રમ | ગેલેરી | લેન્સ |
| લોકલબોર્ડ | આગબોટ | જિસ્પમ | સ્લેટ | ગવર્નર જનરલ |
| મીનીટ | એરોપ્લેન | ફીલ્ટર | મનીઓર્ડર | ઇંડીઆ |
| કાસ્ટિક સોડા | કંપનિ | લેમોનેડ | મહેતાજી | ટ્રેનિંગ કોલેજ |
| ટિકીટ | ડાકટર | નૈટ્રીક એસિડ | જીન | બ્લીચીંગ |
| કેપઑફ ગુડહોપ | મોટર | રબર | રેલ્વે | પાઉડર |
| વાઇસરૉય | રેસીડેન્ટ | લેફ્ટેનન્ટ | હાઈ | મેંગેનીઝ |
| એજંટ | થર્મોમીટર | કાર્ડ | સ્કૂલ | ડાયૉક્સાઇડ |
| પ્રિન્સીપાલ | રીપોર્ટ | વર્નાક્યુલર | સોસાઇટી | સ્કોલરશીપ |
| સેનેટ | મ્યુઝીઅમ | ટનલ | ક્વિનીન | જ્યુબિલિ |
| ગ્રેન | પ્લાસ્ટર | ટર્પેંટાઇન | કોન્સીલ | પેનીનસ્યુલા |
| ઓરીએન્ટલ | હાઉસ ઑફ લૉર્ડ | હાઉસ ઑફ કૉમન | બર્કનહેડ | સેંટ |

## સૂચના કે આજ્ઞામાં લખાતા ઇંગ્રેજી શબ્દો:-

| | | | | |
|---|---|---|---|---|
| મીસ્ટ્રેટ | રૂરલ | અન્ટ્રેઇન્ડ | લિવીંગ સર્ટીફીકેટ | કેજ્યુઅલ |
| જી. આઇ. પી | સર્વીસબુક | રેવન્યુ | લાયબ્રેરી | લોકલફંડ |
| એજ્યુકેશનલ | પેપર | ઓરલ | ફોરમેન | સ્ટોઓરકોપ |
| ડી. ઑફ પ. ઇ | મૅનીટર | વિંટર વેકેસન | કમિટિ | ડીસ્ટ્રીક્ટ |
| રજીસ્ટર | ટોટલ | વીઝીટરબુક | રીડીંગરૂમ | બોર્ડીંગહાઉસ |
| ચાર્જ | મેસર્સ | પ્રમોશન | એલાવન્સ | ફોર્મ |
| સીનીઅર | રીઝલ્ટ | લીષ્ટ | ટાઇમ | પેન્શન |
| ફુલસ્કેપ | રીપેર | એબીસ્ટ્રીસ | પેમેન્ટ | એડવાન્સ |

| | | | | |
|---|---|---|---|---|
| ક્લાસ | કોન્ફરસ | ટ્રસ્ટ | એસ્ટીમેટ | એગ્રીકલચરલ |
| મોડલ | ન્યુસપેપર | જ્યુડીસ્યલ | ડીપાર્ટમેન્ટ | માર્જીન |
| સેન્સગ્રીન | કન્ટીજન | થર્ડ | ફર્સ્ટ | સેકંડ ક્લાસ |
| મીલ્ટ્રન | રીમાર્ક | રેકર્ડસ | વોરલોન | વાલન્ટીઅર |
| કેસ | બોન્ડ | પ્રેસનોટ | સેકન્ડીઅર | સ્ટેશન |
| સીલેકશન | ગ્રેડ | પેરેગ્રાફ | સ્ટાન્ડર્ડ | જોઇનીંગ ટાઇમ |
| સ્ટીલપેન | ધ્યુન | રીલીફફંડ | ડેપ્યુટેશન | પ્રેસ |
| રૅાબર્ટમેન | ફુલસ્ટોક્ટ | ઇન્સપેકશન | નોટિરીકેશન | રૂલ |

નવલ ગ્રંથાવલિ–શાળાપયોગી આવૃત્તિ. પૃ–૨૮૯:–

"તેણે એના પુસ્તકોને નિશાળોની **લાયબ્રેરી** વગેરેને સારૂ ખરીદ કરી"

નોંધમાં:—

"પણ તે નાટકની **સીનરી** વગેરેનો મોટો ખરચ નાટક મંડળી કરી શકી નહિ" પૃ–૨૮૬

"અમે તો આ અપવાદને આપણા દેશી ભણેલાઓ ઉપર દુષ્ટ મિથ્યારોપ (લાઈબલ) ગણીએ છીએ" પૃ–૪૬૨

"આ પ્રસંગે ઈંગ્રેજી ભાષાનો નામીચો ફાંકડો ગ્રંથકાર મૅકાલે (જે આ સમે કલકત્તે સરકારી નોકરીમાં હતો) તેણે એક જબરજદસ્ત મિનિટ લખી છે..........."

વિશેષ:—આ વાકયમાં અર્ધ ચંદ્રાકૃતિ કાઢી નાંખી વાકય સુધારવાની જરૂર છે.

સરસ્વતીચંદ્ર ભાગ ૪ થો:–

"**મીસ્ટર** ધમ્પાટે ! તમારો વિચાર ખરો હોય તો પણ તેનો ઉચ્ચાર અસ્થાને છે" પૃ–૪૫

"એક **ટેબલ** આગળ શંકર શર્મા............બેઠો હતો"

"**કબાટમાં** ઈંગ્રેજ રાજપુરૂષોના...........વગેરે"

"**વિમા કંપનીએ** ઉતારેલા વિમાનો"

"પ્રિય ચંદ્રકાંત! હું **રેડિકલ** છું–અતિ સુધારક છું." પૃ–૧૫૦

"તરતકાળમાં અમારા **લોકલ બોર્ડઝ** અને **મ્યુનિસિપાલિટિઓ** જેવાં સ્થાનિક સ્વરાજ્યની દશાને પામેલાં જોશો" પૃ–૫૫

"કેટલાક ગ્રંથોનો **કોપી–રાઇટ** પર હસ્તે ગયલો છે." ન–ગ્રં–પ્રસ્તાવના આવૃત્તિ પહેલી, પૃ–૨.

"તેમણે નવી **સ્કુલને** ઉદ્દેશીને લખ્યું હતું કે" ન-ગ્ર-જી–વૃત્તાંત પૃ–૮

"પણ નવલરામને ભલામણ કરાવવી હલકી લાગી અને માત્ર **સર્ટિફિકેટ** લીધું" પૃ–૧૦

ભા–૫–પૃષ્ટ ૪૦ મું સને ૧૯૧૦ સા. બ. ક. ઠાકોર:–

ગુજરાતના આર્થિક ઇતિહાસનો ગુજરાતીમાં નિબંધ લખવાના ઇનામો માટે લખ્યું છે કે **બ્રોન્ઝ મેડલ** (Bronz Medal)

"યૂરોપમાં રેફર્મેશન (ધર્મ સુધારો) થયા પછી સ્ત્રીઓમાં કેળવણી આપવાની પદ્ધતિનો પાયો રચાયો" શા–૫–૧૯૦૩ પૃ–૯૭

**નોટ** જુઓ:–

"જર્મનીમાં ૨૧ **યુનિવર્સિટિમાં સંસ્કૃત** શિખવાય છે. આપણા દેશી . રાજાઓએ ગીર્વાણ ભાષાને પૂરતું ઉત્તેજન આપવું જોઇએ. તેમણે સંસ્કૃત **કોલેજ** સ્થાપવી જોઇએ."

શા–૫–પુ–૫૧ પૃ–૧૬૩

"એ **જ્યુબિલિ** વર્ષના મહોત્સવમાં અમે **સુપરરૈયલ સોળપેજી** કદના દોઢસો પૃષ્ટનો દળદાર અંક અમારા ગ્રાહકોને મફત આપ્યો છે."

એ વાકયમાં 'જ્યુબિલિ ને વર્ષનું વિશેષણ ગણવું કે **સમાનાર્થ** નામ ગણવું? કે છઠ્ઠી વિભકિત અધ્યાહાર' ગણવી?

'સોળપેજી' આ શબ્દ 'સંકર' ગણાય કે નહિ? શા–૫–પુ–૫૧ પૃ–૨

"પૂલને બીજે છેડેનો **અર્ટિશિયન** કૂવો,' 'પ્રાણીઓના ફૉસિલો" "**મ્યુઝિઅમ**–સંગ્રહસ્થાન." 'રૂમ–ઓરડા.' 'દરેક પ્રથક કોમને માટે પ્રથક્ રૂમ છે'

"મકરપુરા **પૅલેસ**"

(આનંદ પર્યટનમાંથી આ ચાર શબ્દો લીધા છે. એ સંબંધમાં તેના લેખક પણ નોંધ કરે છે કે શહેરમાંની સંસ્થાઓ–કોલેજ વગેરે–ગુજરાતી નામોથી ઓળખાય છે. પરંતુ મહેલ અને તેમાંના સાહિત્યો પ્રેક્ષકોને અંગ્રેજી નામથી ઓળખાવે છે. પૃ–૨૭–૨૮–૨૯

'કાવ્યશાસ્ત્રના વિનોદ' માંથી:–

"તેથી આપણે તેને પ્રજાના ઉપયોગને માટે જાણે તે રૂપું અને તેથી પણ વધારે સુંદર હોય તેમ 'એક્રોપોલિસ'માં રાખીએ કે તેથી કરીને લડાઈમાં કે બીજા કોઇ ભયમાં તેમને કાંઇ હાનિ ન થાય" શા–૫–પુ–૫૦ (૧૯૧૧ પૃ–૧૩૦)

નાનજીઆણી—**સર્ટિફિકેટેડ માસ્ટરો**ને ટ્રેનિંગ કોલેજના જે જે ધારા લાગુ છે તે બધા આ લોકોને પણ લાગુ થશે (શા–૫–પુ–૧૯૦૩નું પૃ–૨૯૩)

લેખક અગરવાળા—"**પ્રિલિમિનરી** પરીક્ષા લેવાથી ઉપરની ભૂલો સુધરવા ઉપરાંત દર વર્ષે થર્ડગ્રેડની પરીક્ષામાં ઉમેદવારોની સંખ્યા જે આટલા મોટા પ્રમાણમાં નિષ્ફળ નીવડે છે તે નીવડતી બંધ પડશે, કેમકે **પ્રિલિમિનરી** પરીક્ષાના પરિણામ ઉપરથી પોતાના દરેક નિશાળીઆમાં કેટલું પાણી છે તે મહેતાજી નકકી કરી શકશે." આ સૂચનામાં ચારવાર **પ્રિલિમિનરીનો** પ્રયોગ કરેલો છે. (જુઓ શા–૫–૧૯૦૩ પૃ–૩૫૧)

સ્વ. મ. ન.ગીતા ઉપોદ્‌ઘાતમાં:

'**ડાઈનેસ્ટીઝ**' '**ઓનરેબલ મી ટેલ'ંગ**' '**જસ્ટસ તેલંગ**' '**ટેલીગ્રાફ ઓફીસ**' '**બેટરીમાંથી ટેલીફોન**' આ શબ્દો વપરાયા છે.

શેઠ બેચરવાળાના "વરાળીઓ હાથી" એ વિષેના લેખમાં નીચેના શબ્દો જણાય છે:–

"**ડેમન ઑફ કાનપુર**" અને "**ટાઈગર્સ એન્ડ ટ્રેઇનર્સ**"

એ બે ગુજરાતી લિપિમાં અંગ્રેજી પુસ્તકના બે ભાગોના નામો છે. પ્લાન, બૉઇલર, એન્જીન, ફ્રોક સિસ્ટમ, સિલિન્ડર, સિલિન્ડરપિસ્ટન, ટયુબ્યુલર બોઇલર, રેગ્યુલેટિંગ બ્રેક, મશીનરી બોઇલર, હેન્ડર, પેડલ. (જુઓ સાહિત્ય પુ. ૬ અંક ૧૧)

રા. ગજાનન વિ. પાઠક:—

"સૂત્રાત્માતો કવિઓ કળાધરો અને ફિલસુફો."

"ફિલોસફીથી સત્યાસત્ય સમજ છે"

"છઠ્ઠાથી આઠમો સૈકો સંસ્કૃત—classic ગણાયો છે.

"સાહિત્ય"

શ્રીયુત અ. ક. ત્રિવેદી:— ( સહિત્યમાં નીતિની ભાવના )

"મધ્યકાલીન સમયમાં ઉપસ્થિત થયલી સ્કુલમેન-ફીલસુફીની ચર્ચાઓને માટે એકન આજ પ્રકારનો મત દર્શાવે છે"

"આપણું જ્ઞાન આપણને કોઇ એક સુપરત વસ્તુ જેવું છે–એ ટ્રસ્ટ છે"

"ઘેર બેઠા બેઠા કોઈ એકાંત સ્થળમાં ગ્રામોફોન ને ફોનોગ્રાફની મદદથી સાંભળી શકીએ છીએ."

"સિનેમોટોગ્રાફની મદદથી જોઇ શકીએ છીએ."

"ગન પાઉડર કે ગેસ લાઇટની શોધોના મહત્વ વિષે વારંવાર પ્રશંસા કરવી નકામી છે."

"આસપાસ શંટીંગ થતું હતું. ડબ્બાઓ જોડાતા હતા."

"કોઇ આવી રીઝવર્ડ લેબલ વાંચી જાય."

"એકદમ ત્યાં નાટકનો ટ્રાન્સ્ફરસીન અથવા દેખાવનો ફેરફાર થયો."

"પોતાની હોટલના નામનો સ્પેશીઅલ કાર્ડ આપ્યો."

"અમે અમારી પ્રખ્યાત કેંટીનમાં ઘેર જવા નીકળ્યા." વગેરે.

( લાંબા સમયથી ધારેલું કાશી )

મહાત્મા ગાંધીજી:-

"જ્યારે એ બેનોએ પણ પર્સમાં ભાગ આપ્યો છે તેથી મારે માથે મોટી જવાબદારી આવી રહેલી છે." (જુઓ, હિંદુસ્થાન તા. ૫–૧૦–૧૯૧૯) "હું એમ નથી કહેવા માગતો કે ડીગ્રીઓ લેવાનું બંધ કરો. (ઉપરનાજ પત્રમાં પૃ. ૨૬)

શ્રીમાન્ સા. ન. બો:—

"કરીને તે પૃ. ૫ ના પ્રથમ ખંડના બીજા પેરેગ્રાફમાં करी, लइ, आणइ, सकइ વગેરે જે कर्तुं जानाति शक्नोति એ વિષે ચર્ચા છે ત્હેને અનુલક્ષે છે.' (પૃ. ૨૦૮ સા. પ. સને૧૯૮૦ मुग्धावबोध औक्तिक નું અવલોકન,

"વળી 'प्राकृतिसम' રહ્યું ક્યાં?"

"આમ કહી મ્હને એક મોટું ફુલસ્કેપનું શીટ ભરીને લખેલું આપ્યું.'

'વસંત વર્ષ –૧૨. અંક ૨, પૃ૦૬૦.

"મારો કેસ મે જ ચલાવ્યો." ,, ,, ,, પૃ ૫૮

હિંદુસ્તાન તા. ૭-૯-૧૯:—

શેરમેનીયા વિષે લખેલા લેખમાં નીચેના શબ્દો જોવામાં આવ્યા (લગભગ આખો લેખ ગુજરાતી સ્વરૂપે અંગ્રેજીમય છે.)

શેરમેનીયા, કંપની, શેર, રજીસ્ટર, મીલ સ્ટોર સપ્લાયર, બેંક, કંપનીઝ એકટ, ડીરેકટરો એજંટો, કંપનિના આર્ટીકલ્સ ઓફ અસોશીએશન, મેમોરન્ડમથી, કંપની એકટ, પ્રુડન્શીઅલ, પ્રીમીઅમો, ન્યુ ઇંડીઆ ઇન્સ્યુરન્સ કંપની, રજીષ્ટ્રાર, આરટીકલ્સ, ડીરેકટરોની બોર્ડ, સર ને નાઇટ, સ્પીસી ને ક્રેડીટ બેંક સર અને ઓનરેબલો ગમે તે મીનીટે રાજીનામું આપે.

હિંદુસ્તાન તા૦-૩૧-૮-૧૯ પૃ-૧૨, સ્થંભ ત્રીજો:—

"હિંદી પ્રધાનના કાઉન્સીલડ્રાફ્ટોનું અમર્યાદીત વેચાણ થાય તોજ ચોકસપણું અને દ્રઢતા લાવી શકાય.

હિંદુસ્તાન પૃ-૧૨ તા૦-૩૧-૮-૧૯

" વોરલોન રીકરૂટીંગને લીધે મોટો વધારો થયો હતો"

"વોરલોનને બદલે લડાઇનું કરજ કે યુદ્ધઋણ (કેમકે ઋણ-લોન શબ્દ થયલો જણાય છે.) અને રીકરૂટીંગને બદલે નવા લશ્કરીઓની ભરતી મુકતે તો શું થાત ? મથાળું તો નવા લશ્કરની ભરતી એમ કરેલુંજ છે.

હિંદુસ્તાન તા-૧૦-૮-૧૯,-પૃ-૧૦ (સાપ્તાહિક)

" જે તત્વજ્ઞાન અર્થશાસ્ત્રના સિદ્ધાંતને સ્વીકારતું નથી તે પાયા વિનાના ઉંચા ટાવર સમાન છે."

તા-૨૪-૮-૧૯, એક જગાએ 'પેરા' શબ્દનો પ્રયોગ કર્યો છે, બીજી જગ્યાએ 'પરિચ્છેદ' વાપર્યો છે. બધેજ પરિચ્છેદ વાપર્યો હોત તો કેવું સારૂં થાત ? આમ એક મ્યાનમાં બે તરવાર મવડાવવા જેવું છે.

હિંદુસ્તાન તા.-૭-૮-૧૯-પૃ-૭ " આપણી શાળાઓમાં ચાલતી વાંચનમાળાઓ અને ભૂલભર્યાં ભાષાંતરોવાળા પરદેશી લેખકોનાં ઇતિહાસ ભૂગોળના પુસ્તકોમાં સમયાનુસાર ફેરફાર કરાવવા અને તે માટે નિમાનુસાર કમિટિમાં સાહિત્ય પરિષદના પ્રતિનિધિની નિમણુંક કરાવવા માટે સરકાર ઉપર પરિષદે દબાણ કરવાનું છે. તે સાથે જોડણીના પ્રશ્નોનો સરલ રીતે નિકાલ લાવી પારસી ગુજરાતી અને ઇસ્લામી ગુજરાતીનો પણ શુદ્ધ ગુજરાતી સાથે કેવી રીતે મેળ મળે, આપણા પારસી અને ઇસ્લામી ભાઇઓ ગુજરાતી સાહિત્ય પરિષદના કાર્યમાં કેવી રીતે રસ લેતા થાય વગેરે પ્રશ્નો પણ પરિષદે વિચારવાના છે." જ્યારે હિંદુસ્તાન પત્ર શુધ્ધ ગુજરાતીનું આટલું અભિમાની છે; તો બે જાતની ગુજરાતીમાં ત્રીજી ઇંગ્રેજી-ગુજરાતી ભાષા પોતાના પત્રમાં નહિ થવા દેશે તો શુધ્ધ ગુજરાતી માટે મોટી સેવા બજાવેલી ગણાશે. આ લેખમાં કમિટિને બદલે સમિતિ શબ્દ વાપર્યો હોત તો કેવું સારૂં થાત ? સમિતિ ઉપરથીજ કમિટિ શબ્દ થયેલો છે.

ગુજરાતી સાલુ પૃ. ૧૪૦૬ તા. ૧૪-૯-૧૯:-

મહાત્મા ગાંધીજીનું ગોલ્ડન જ્યુબીલી સ્મારક

—" હકીકત લખતાં સુવર્ણ મહોત્સવ શબ્દ વાપર્યો છે. તો ગુર્જર લિપિમાં અંગ્રેજી શબ્દની શી જરુર ? 'ગુજરાતી' જેવા ગુજરાતી પત્રકારોમાં ગુજરાતી ભાષા માટે ઉચ્ચ

ગણાતા પત્ર જ્યારે અન્યને શુધ્ધ ગુજરાતી માટે દોરશે નહિ તો બીજું કોણ દોરશે !

૨૧. માણેકલાલ કાળીદાસ ભટ્ટ:-

પોતાના મુખગણિત નામે ચોપડીની પ્રસ્તાવનામાં હેઠળ પોતાનું ઠેકાણું લખે છે. 'તેમાં હાઉસ માસ્ટર્સ ક્વાર્ટર્સ' આમ ઈંગ્રેજી શબ્દો અને ગુજરાતી લિપિમાં લખ્યું છે. ભાઈ માણેકલાલ ગુજરાતી સાહિત્યના શોખીન છે, લેખક છે તેમને આવું ચેનક ક્યાંથી? ટેલર વ્યાકરણ તરફ જોઈએ:-

પ્રસ્તાવનામાં એક વાક્ય છે કે પુરૂષોત્તમ શાસ્ત્રીએ એક વેળા મારૂં લખેલું ઉતારવામાં અને છાપતાં પ્રુફો શોધવામાં આયાસ ઘણો લીધો છે. એમાં પ્રુફો શબ્દ માટે ગુજરાતી શબ્દ ન જડયો તેમ ઉપજાવી શકાયો નથી. વળી પૃ-૧૪૬ ક્રમાંક (કલમ) ૩૭૭ માં પરચુરણી મી (મીસ્તર) પ. (પટેલ) એવી સંજ્ઞા બતાવતા ગુજરાતીમાં બોલાતા આ મીસ્તર પણ વ્યાકરણમાં પેઠા વિના કેમ રહે ?

આ નીચે એક ટુંક સંવાદ છે, તેના પાત્રો કયાં વર્ગના છે, તે ભાષા પરથી સહજ જણાઈ આવે એમ છે. એ સાહિત્ય (પુ-૭, પૃ-૧૮૭-૮૮)માંના એક રમુજી સંવાદનો કકડો છે.

'મિ. ગોબ્લિન—બાય જીંગો ? એમ શા વાસ્તે? આય ચરખદાર જમાનામાં નવા ધંધા રોજગારો કાકડી ચીભડાંની કાની ઉગે છે. હેર કટિંગસલૂન, વોશિંગ કંપનિ, કે હોટેલ રેસ્ટોરાંના બીઝનેસ શું કઇ કમ ચાલે છે? વળી કલબ કે બાર બિલ્યર્ડના ધંધા ઉપરાંત સરવાઈવલ ઓફ ધિ ફિટેસ્ટના નિયમ પ્રમાણે બીરીઆની સાથ રોજના બે રુપીઆવાળો નામાંકિત ધંધો પણ પહેલેથીજ બહુ લોહીવાળા સેલ્ફ કનસીટેડ કન્ઝરવેટીઝમ પંથના લોકોના હાથમાંજ આવ્યો છે. અને થોડા વખતમાં વહેવા સાથ હિંદમાં પબ્લિક અંદર ટેકરના ધંધાનું ક્ષેત્ર ખુલવાનો પણ દરેક સંભવ છે.

પ્રો.-મીલો અને કારખાનાઓ પણ અત્યારથીજ એક માણસને હાથે બટનોથી ચલાવવામાં આવનાર છે કે ?

મિ. ગો.-હોય બી. પણ હું હાલમાં તેમ ધારતો નથી. હું ભુલતો ન હોઉ તો જ્યાં છે ત્યાં હિંદના તન મન અને આત્માની ઉન્નતિ અર્થે જુના હિંદની મીટી અને હાડકાં મેલ્ટિંગ પોટમાં નાંખી તેની રાખની ખાખમાંથી હિંદના નામને લાયકની પ્રજા ઉત્પન્ન કરવાનો રિકન્સ્ટ્રકટિવ સામાન આ દાયકામાંજ વસાવવાની સિગનલ્સ હોય તેમ માનું છું."

ઈંગ્રેજી લિપિમાં છતાં અર્થ આપ્યા વગરના ઈંગ્રેજી શબ્દો મુકયો અને કહેવતોનું ગુજરાતી લખાણમાં સંમેલન.

"સારા સારા યુરોપી શિકારીઓ તેમને Gun Bearer તરીકે રાખે છે. આ શૈલી ગુજરાતી સાહિત્યની લાગણી રાખનાર ખરા અંતઃકરણથી શું સ્વીકારી શકશે ?

એ Valley (ખીણ) એટલે કંઇ નાનો સરખો ટુંકો ખાડો નથી. આમાં ઈંગ્રેજી શબ્દને પહેલો લખી પછી તેનો અર્થ આપ્યો છે ખરો પણ ગુજરાતી શબ્દ ગૌણસ્થાને મુકાયો છે.

સાહિત્યરત્ન પૃ-૩૨૭ માં ક્રોધ વિષયે લખતાં જણાવ્યું છે કે નિઃસંશય Anger a Short Madness એ કોઇ અનુભવીનું વાકય ખરૂંજ છે,' આમ ઈંગ્રેજી કહેવતનો અર્થ

આપ્યા વગર તે ભાષાથી અજ્ઞાત વાચક એનો શો લાભ લઇ શકે ? શાળાપત્ર પુસ્તક પર પૃષ્ટ ૧૦૪ "ખાડાથી થોડેક દૂર એક પાટીયું લગાડેલું છે જેમાં Beware of poisonous gas deadly to Human and animal beings લખેલું છે. ૭ સાત યાર્ડ ત્યાંથી દૂર કીડોંગ નામની નદી છે' ઇ.' આ વાકયમાં પાટિઆ પરનું ઇંગ્રેજી લખાણ અર્થ વગર આપેલું છે. તો ઉપર જણાવ્યા પ્રમાણે આંગ્લ–ભાષા વિમુખ મનુષ્ય એની મતલબ કેવી રીતે સમજે !

'શાળાપત્ર–પૃ–૧૦૩ "Africa is the home of lions" એનો પણ અર્થ આગળ પાછળ જણાતો નથી.

શાળોપયોગી આગ્લાન્ત નવલ ગ્રંથાવલિ–પૃ ૩૭૪–એ અર્થથી (Nature) કરતાં વધારે સ્પષ્ટ જ્ઞાન થાય છે.

વળી જુઓ હું જાણું છું કે (Poetry) નો ભાવાર્થ રસથી વધારે સારો સમજાય છે.

Lands of nature are immutable એ hypothesis સઘળા શાસ્ત્રનો પાયો છે. એટલે કાવ્યશાસ્ત્ર પણ એ વિના કેમ રચી શકાય ?

સરસ્વતીચંદ્ર :–

'એ ઉચ્ચગ્રાહ Utopia છે.' (પૃ. ૧૪૭)

'ગમે તેટલી Gallantry અને Chivalry ની ઇમારત મનમાં બાંધવા જાઉં છું. (પૃ–૧૩૨)

"It is all Utopia, you see! મીસ્ટર શંકરશર્મા માફ કરજો.' પૃ–૭૫

વીર રાવજી કંઇ બોલે છે. પછી શંકરશર્મા કહે છે 'Thank you'

"તમે Science ને નામે Fatalism ની જાળમાં ગુંચવાયા છો. હું Free will ને સત્કાર કરી Duty શોધું છું." પૃ–૭૦

'સાહિત્યમાં નીતિની ભાવના' શાળાપત્ર પુ–૫૧. પૃ–૪૦૪:–

"પ્રાન્તિક ભાષાભેદો અને Schools અથવા તો જૂના ને નવા કે વિરુદ્ધ મતના વિચારોના ભેદો કેટલેક અંશે રહેવાનાજ."

આ આંગ્લશબ્દમય રચના મને તો કઢંગી લાગે છે. 'અને' અવ્યય જોડે ઇંગ્રેજી શબ્દ મૂકી આગલા શબ્દો સાથે સંધાન કરવું અયુક્ત છે. એ રચના આમ કરત તો શોભતઃ– પ્રાન્તિક ભાષાભેદો અને જૂના ને નવા કે વિરુધ્ધ મતના વિચારોના ભેદો (Schools) તો કેટલેક અંશે રહેવાના જ."

'આયુર્વેદનો પુનરૂદ્ધાર' વસંત–પુ–૧૨, અંક ૯, પૃ–૫૦૧:–

એનેટોમીમાં Dissection કર્યા વગર શીખી શકાયજ નહિં,

વૈદ્યકના સંસ્કૃત પુસ્તકો સંબંધી જણાવ્યું છે કે તે બનતાં સુધી ગુજરાતીમાં હોવા જોઇએ કારણ કે સંસ્કૃત શ્લોક બોલવાથી ઘણી વિદ્વત્તા છે એમ હાલના વખતનાં લોકો ઉપર અસર થતી નથી.

–મારૂ કહેવું પણ એવુંજ છે કે ઇંગ્રેજી શબ્દમાં સમજ નહિ પડે માટે અર્ધ ઇંગ્રેજી ગુજરાતી ભેળી ભાષામાં કોઇપણ વિષય ન હોતાં શુધ્ધ ગુજરાતીમાંજ જણાવવો જોઇએ.

**Mister, messers, miss. honourable:-**

આ શબ્દોનો પ્રયોગ ઇંગ્રેજી ભણુતરને પ્રભાવે દેશી લોકો માંહોમાંહે એક બીજાને બોલાવવામાં તથા લખવામાં રા. રા. ને બદલે કરતા થઇ ગયા છે. ઇંગ્રેજી નહિ ભણેલા પણ તે જોઈ એવી રીતે વ્યવહારમાં એ શબ્દો વાપરે છે. વર્તમાનપત્રોમાં કે માસિકોમાં લેખકના નામની પહેલાં એનો ઉપયોગ થતો જોવામાં આવે છે. પણ એ રીત અનિષ્ટ છે. ઇંગ્રેજ ગૃહસ્થોના નામની પહેલાં એવો પ્રયોગ થાય એ સ્વાભાવિક છે; પણ આપણે શા માટે કરવો જોઇએ, તે સમજાતું નથી. રા. બ. કમળાશંકરભાઇનો પણ એવોજ અભિપ્રાય જણાય છે. તેમણે આપેલા લેખકોના નામની પહેલાં 'રા. રા.' એવા માનસુચક રૂઢ શબ્દોના પ્રથમાક્ષરો મુકયા છે. ઉદાહરણ તરીકે જુઓઃ- ૧૯૧૨નુ શાળાપત્ર પૃ. ૮૯ તથા ૧૦૭. વળી સ્વ. ર૰ સા. મહીપતરામભાઇનો પણ એવોજ મત જણાય છે. એમણે એક વખત લખ્યું છે કે ' રાજેશ્રી છગનલાલને અમે મુબારકબાદી આપીએ છીએ ! માનનીય સા. શ્રી નરસિંહરાવ પણ મુગ્ધાવબોધ ઔક્તિકની ટીકા વખતે રા. હરિલાલ આમ લખે છે માટે સર્વત્ર એવી રીતેજ લખાવું બોલાવું જોઇએ.

Honourable-(ઓનરેબલ) આ શબ્દ ધારાસભાના દેશી વિદેશી સભાસદોના સંબંધમાં વપરાય છે, પણ તે ગુજરાતીમાં પણ સાધારણ થતો જાય છે. એની જગ્યાએ કોઇ કોઇ પ્રસંગે 'નામદાર,' માનવંત, આવા શબ્દો પણ વપરાય છે તેનોજ હમેશ ઉપયોગ કરવો જોઇએ.

## ગુજરાતી લખાણોમાં ઇંગ્રેજી મૂળાક્ષરોનું ઘુસવું.

ભૂમિતિ, અંકગણિત, અક્ષરગણિત, અને પદાર્થવિદ્યાના ગુજરાતી પુસ્તકોમાં, નાટકોમાં જેમ પુરૂષ હોય તે સ્ત્રીનો વેષ લે છે, અને સ્ત્રીઓ-નટીઓ કદાચ પુરૂષનો વેષ લે છે, અથવા જાત જાતના રૂપો લે છે, તેમ ઇંગ્રેજી મૂળાક્ષરોને બાળબોધ લિપિનો કે ગુજરાતી લિપિનો જાણે વાગો પહેરાવ્યો હોય, તેવી રીતે મૂકવામાં આવે છે! વળી તે ઉપરાંત ઇંગ્રેજીવાળા ઇંગ્રેજીમાં તેનો મૂળ ઉચ્ચાર કાયમ રાખી સ્વાભાવિક રીતે સમજુતીમાં તેવો ઉચ્ચાર કરે છે ત્યારે આપણે અહીં તેનો ઉચ્ચાર આપણા મૂળાક્ષર હોય તેમ अ કારાંત ઉચ્ચાર કરીએ છીએ ! આવો વેષ ધારણ કરવામાં શું ફળ છે તે સમજી શકાતું નથી ! ઉપર જણાવેલાં પુસ્તકો સિવાય બીજા વિષયોના પુસ્તકોમાં પણ જ્યાં કોઇ હકીકતના પેટામાં અનુક્રમે કાંઇ જણાવવાનું હોય ત્યાં ઘણું ખરૂં ઇંગ્રેજી મૂળાક્ષરોને ઉપરોકત સ્વરૂપમાં ગોઠવવામાં આવે છે. કયાં કયાં પુસ્તકોમાં એવો ક્રમ રખાયલો છે, અથવા એનો વપરાશ થયલો છે, તે જણાવવાની જરૂર નથી, કેમકે મોટા સમહની જાણમાં તે હોવુંજ જોઇએ. શાળાપત્રમાં જોશો તો બંન્ને રીત ચાલુ છે, 'કેળવણીનું શાસ્ત્ર' અને કળા ' એ નામના બે ભાગમાં પ્રસિધ્ધ થયલાં પુસ્તકોમાં જરૂર પ્રસંગે બાળબોધ લિપિમાં આપણાજ મૂળાક્ષરોનો ઉપયોગ થયલો છે, તેમ સર્વત્ર હોવું જોઇએ. વળી આ વિચારને અનુમોદન આપે એવી ' સાહિત્ય ' નામક માસિક પત્રે એક પુસ્તકની નોંધ લેતાં ટીકા કરી છે, તે આ પ્રમાણે છેઃ—

" કર્ત્તાએ એ; બી, સી, ડી ને બદલે અ, બ, ક, ડ કેમ મૂકયા હશે તે સમજાતું નથી ક, ખ, ગ, ઘ મુકવાથી કોઇ પણ જાતની હરકત આવે એમ નથી" જુઓ 'સાહિત્ય પુ-૭, અં-૨, પૃ-૧૩૪

આમાં પહેલા વાકયમાં જે કહ્યું છે, તે ઇંગ્રેજી મુળાક્ષરોનું સ્વરૂપ આપણે પ્રથમ કહી ગયા તેમ અકારાંતવાળું આપણી બોલીનું ધોરણ કરવાથી કહ્યું છે. ત્યારે તો ઈંગ્રેજીજ સ્વરૂમ રહેવા દેવું હતું. બીજા વાકયમાં આપણામાં શું જોઇએ તે બતાવ્યું છે.

આ પ્રમાણે આપણે ગદ્ય લખાણોમાં ઇંગ્રેજી શબ્દોનો નકામો પ્રયોગ થતો જોયો; હવે પદ્યમાં એવા પ્રયોગો નિહાળીએ. જુની વાંચનમાળામાં 'ભદ્ર' વિષયની કવિતા હતી તેમાંની–

'કાચા કાચ સમાનના, ઉપજે રત્ન અમૂલ,
કિંમત પામે કારમી, તે જો તું આ સ્કૂલ'

આ કડીઓ આપણા સ્વ. કવીશ્વર દ. ડા. ની છે. એમાં 'સ્કૂલ' શબ્દને રૂઢ કરવાનો જાણે અજાણે પ્રયાસ છે.

નર્મ કવિતામાં પૃ. ૮૨૩ (નવી આવૃત્તિ)–

આખા ગુર્જર દેશમાં અંગ્રેજી નિશાળ,
સૌથી પ્રથમ સ્થપાઇ છે, સૂરતમાં નિર્ધાર.
હાઈ સ્કૂલ ઉપનામથી, સંસ્કારી થઈ એહ;
પ્રતિ વિદ્યારથી, નામ કરતાં રેહ.
ગુરૂ ઉપગુરુ પણ યોગ્ય સૌ, સર્વ વાત અનુકૂળ;
પણ નિજ મંદિરવણ રહી, નિસ્તેજી આ સ્કૂલ.

આ પ્રમાણે ગુર્જરગિરાના અનન્ય ઉપાસકની કૃતિઓમાં 'સ્કૂલ, હાઇસ્કૂલ,' અને આ પછીની કડીઓમાં 'બારોનેટ, કલેકટર' જેવા શબ્દો આવે છે; પણ આ છેલ્લા બે જેવા વિશેષ માનપ્રદ અને અધિકારસુચક શબ્દો વિશિષ્ટ કાર્ય પ્રસંગના અને અનિવાર્ય હોવાથી આપણે એવા પ્રયોગો માટે કદાચ આંખ આડા કાન કરી શકીએ.

રાજપુરૂષ રીપન સરદાર. સાહેબા, આ માળ સ્વીકારો.
રાજનીતિ ઉંચી એ ઉદાર, સાહેબા આ માળ સ્વીકારો. –ટેક.

* * * * * *
* * * * * *

અમે કુમારિકા સહુ, આશિષ દઇએ સાર
તમને લેડી રીપનને, અર્પણ કરો એ હાર સાહેબા. ૫.

આમાં 'લેડી' શબ્દનો પ્રયોગ ઉપરના કથન જેવોજ છે, પણ રીપન સાહેબને ઉપરના ટેકમાં સરદાર કહ્યા, તેમના ધર્મ પત્નીને 'સાહેબા' ના ઉમદા શબ્દ પ્રયોગથી કડીને ઉમદા બનાવી, તો 'લેડી' બદલે ગુર્જર કે સંસ્કૃત કોઇ ઉમદા શબ્દ મુકત તો કાંઇ નવોજ પ્રદેશ ઉઘડત, પણ ભલે, આ ઉપર આપણે બહુ મુદાર ન બાંધીએ, પણ અક્ષર

બાંજાઓના પર જુદીજ થાય છે. વળી આગગાડીના કટાવમાં-ઉંચે કાષ્ટની, ફળી ટાંગીને વાવટા ઉડવી, દીવા રાખી, સિગનલ રૂડી રાતી જણાવે.

આમ સિગનલનો પ્રયોગ કર્યો છે.

વળી પૃ. ૧૨-

'શેઠ કલીભાઇ બુદ્ધિવાન, તમે થાઓ હવે આગેવાન,
તમ વિના પાર ન પામે નવ ફંડ નિરાશ્રિત જામે,"

એમાં "ફંડ" શબ્દનો ઉપયોગ કર્યો છે.

સુબોધ ચિન્તામણિમાં પં. નવલરામભાઇની નિશાળના કવિ વલ્લભદાસ કહે છે કે-

બધા માસ્તરો અસ્તરો લઇ ફરે છે, ગુણી ગુર્જરી બોડવાનું કરે છે.

કદાચ એમની કથની ખરી હશે. તેમ બધાં કાવ્યો અલબત સુબોધદાયક છે, પણ શબ્દોનો કચ્ચરઘાણ વાળીને તથા વર્ણ સગાઇના લોભમાં અસ્તરા સાથે માસ્તરનો પ્રયોગ કરી ગુણી ગુર્જરીને બોડીને વિરૂપ બનાવવામાં તેમણે કંઇ કસર રાખી છે ખરી?

હવે આપણે શાળાપત્રની સોનેરી જયન્તીના અંકમાં સ્વ- અમીશ્વર પ્રસાદની કૃતિમાં ડોકીઉં કરીએ. જુઓ-પૃ.૪૨, શ્લોક ૪૧.

શિક્ષક શિક્ષણ સ્થાન દીઠાં નહિ મુદ્રણ કે મિલ પાર્થિવ જેવાં, પશ્ચિમના ડિકટેશન આગળ, ભારતનાં શ્રુતલેખન કેવાં?

જુદા જુદા છંદોમાં ૪૨ શ્લોકો સુંદર સંસ્કૃતમય બાનીમાં 'શિક્ષક' વિષે રચેલાં છે તેમાં આ મિલ અને ડિકટેશન માટેજ એમને કોઈ ગુર્જર કે સંસ્કૃત શબ્દો જડયો નથી એ આશ્ચર્યજનક છે! ખરો એમણે દ્વંદ્વ (વ્યાસ અને ગણેશ) મુખે પાર્થિવ (પ્રાકૃતિક અર્થનો શબ્દ પ્રયોગ થયો હોત તો ઠીક થાત) પદાર્થના પશ્ચિમના શાસ્ત્રો, યંત્રો વગેરે આગળ પૌરસ્ત્યને નીચું નમાવ્યું છે. 'શબ્દ' બિચારા કયાં રહી જાય?! ત્યાંના શબ્દો પણ અહીંના શબ્દો કરતાં ચડતા હોવાજ જોઇએની? આમાં ભાવ દ્વિઅર્થી છે, રસિકતા ઝામેલી છે; પણ તેમ કરતાં શાબ્દિક પ્રયોગ ઉછીનો લેવો પડયો એજ એક દિલગીરી ઉપજાવે છે.

હવે આપણે "નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જનું જીવનવૃત્તાંત" એ નામના ગુર્જરગિરામાં લખાયલાં પુસ્તકમાંના કાવ્યો તરફ દ્રષ્ટિ ફેરવીએ. જુઓ. પૃ-૧૩ ઉપોદ્‌ઘાત સાથેનું) શ્લોક ૧૯-

વ્યાપારને વળી અવર વૃદ્ધિ માટ બોધી કથનમાં.
વધું વેક અપ ઇંગ્લંડ, એમજ વદો હિન્દી મથનમાં.

આમાં Wake up England આ આંગ્લ વાકય ન મૂકતાં તેનું ગુર્જર ભાષાંતર વાકય મૂકત તો તેમાં શી ન્યૂનતા આવત, તે સમજાતુ નથી; છતાં એવાં ઉચ્ચરિત વાકયો ના લેવાય, એવું શિષ્ટમંડળ સ્વીકારતું હોય તો ભલે. આપણે આગળ ચાલીએ. જુઓ એજ કાવ્યનો શ્લોક ૨૩, પૃષ્ટ ૧૪.

એ હુંડીઓમાં લક્ષ લાખો હિન્દની ફેવર વિષે.
તુજ રાજ્ય સમયે પ્રાપ્તથાશે ભવિષ્ય એવું તો દિસે.

આમાંના Favour ને સ્થાને કોઈ ગુજરાતી શબ્દ મળે એમ નથી?

આ કાવ્યો આપણા માનનીય વયોવૃધ્ધ સાક્ષર શ્રી રણછોડભાઈનાં છે.

ઉપરોક્ત મનોહર પુસ્તકમાં નામદાર શ્રીનો જીવન વૃ-તાંત પૂરો થયા પછી "બ્રિટીશ રાજ્યની ઝાહોજ લાલી" વિષયે કેટલાંક કાવ્યો છે. તેમાં તો વળી કંઈ ઓરતરેહની ખુબી છે. જુઓ પૃષ્ટ ૧૪૩ શરૂઆતમાંનો શ્લોક.

'આર્યને' એજ' ઉરફે કળી કાળભેમાં
'આર્યને' થી સકળ સુખની રેલ છે જ્યાં
'આર્યને' એજ બળ સાધન વાપર્યું છે.
આર્યને' માં સત્તાર સુખજ તેંભર્યું છે.

આ કાવ્યના કર્તાને Iron અને Age એ બે શબ્દોને પ્રયોજવામાં કંઈ અપૂર્વ આનંદ ઉદ્ભવેલો લાગે છે. ખુબી લાવવાને પહેલાને તો ચારે ચરણોમાં મુકી દીધો છે પણ આવું મિશ્રણ કરવામાં તો ઉલટી ખૂબી જતી રહે છે. પહેલા માટે લોઢું, લોહ એઓ તેમજ બીજાને માટે કાળ, સમય વગેરે શબ્દો હતા પણ તેમ કરતાં ધારેલી ખૂબી જતી રહે તો શું કરવું એવોજ કંઈ ખ્યાલ નહિ હોય? (ગણુમાં ભૂલ છે) સુખતો સુ દીર્ઘ થવા નિસાવળી એજ પૃષ્ટમાં ની નથી; સતાર-અહીં ગણુમાં ભૂલ.

## ટપાલ ટેલીફોન વાયરલેસ ટેલીગ્રાફીમાં

**મોટર** વિષે પણ ના દીઠો **સ્ટીમર** વિષે નહિ પાણીમાં
પૃ. ૧૪૪ માં મોટા પર્વત કોરીને **ટનલથી** રસ્તા કર્યા છે ઘણાં
**ઈસ્પીટાળો** કાઢીને કર્યું લોકોને સુખ
પળમાંહી સર્વ વણાય **મીલોમાંય**એ જરીએ જરી
પૃ. ૧૪૫ તે **પોસ્ટની** ત્રણ પાઇમાં સગવડ બધી સચવાય છે.
**સાયન્સને** સંસારમાં કાઢ્યું છતું બુધ્ધિ વડે.
**નોવેલ** નાટક કાવ્યના આનંદ બહુ ઉભર્યા ભરે
ગાડી ફરે **ટ્રામો** ફરે વળી કારખાનાએ થકી.

આ કડીઓમાં જાણીતાં યંત્રો અને વાહનોની તેમ કાર્યાલયોના નામો છે અને માટે દેશી ભાષામાં કોઈ કોઈ શબ્દો યોજાયલા પણ છે. જેમકે ટેલીફોનને માટે સ્વર સંવાહક યંત્ર, સ્ટીમર માટે અગ્નિનૌકા કે બાષ્પનૌકા વગેરે. આપણે કબુલ કરીશું કે મુંબઈ જેવાં શહેરોમાં એ શબ્દોએ રૂઢત્વ પકડયું છ પણ તેથી શું થયું? એમણે પણ નવી શોધ વખતેજ એ નવાં નામો પડયાં છેની? તો આપણે આપણને અનુકુળ આવે એવાં પાડવામાં ને તેનો અતિ ઉપયોગથી રૂઢત્વ આપવા તત્પર રહેવુંજ જોઇએ. હું તો કહું છું કે હજુ તો એ શોધોનો આરંભકાળ છે, કોણ જાણે કુદરતની ગુફામાંથી હજી કેવી કેવી શોધોનો પ્રાદુર્ભાવ થવાનો છે હશે?

ફુટનોંધમાં ટનલ' માટે બોગદા' શબ્દ વાપર્યો તો છેજ. આપણે ત્યાં એવા માર્ગો અસલ હતા. એક કિલ્લામાંથી બીજા કિલ્લા સુધી ભોંયરામાંના માર્ગો વિષે ઘણી વાતો ચાલે છે.

ટ્રામનો અર્થ 'ઉતારૂઓને લઇ જનારી' પાટા ઉપર ચાલતી ગાડી' એવો આપ્યો છે આગગાડી પણ ઉતારૂઓને લઇ જનારી પાટા ઉપર ચાલતી ગાડી છે. આવા અર્થથી ભેદ સ્પષ્ટ થતો નથી. એ પાટાઓ તો ભોંય સાથે એક સપાટીમાં રહે એમ દાટેલા હોય અને ખોભણવાળા હોય છે.

પૃ. ૧૪૩. 'પાટા રેલતણા કરી અગનની ગાડી કરી ચાલતી'
અહીં 'રેલને બદલે 'લોહ' શબ્દ નહિ ચાલત ? વળી 'રેલ' એટલે લોઢાના પાટા એવો અર્થ થાય છે. તો પછી 'પાટારેલતણા'–રેલના પાટા એમ લખવાની શી જરૂર ? દ્વિરૂક્તિ નથી થતી ?

સુબોધ રત્નમાળા પૃ ૪૬–૪૭ ગ્રંથકર્તા દુલ્લભભાઇ કલ્યાણજી દેસાઇ જૈન અવટીય મમ્મદીઅનોને વળી, પારસ્તને શ્રીમાળી જશાણા, સ્થાપના કૉનફરન્સની કરે, આપનાં, મેળવી મદદમાં રાય ચણા***સોશીઅલ કૉનફરન્સ નેશનલ કૉન્હનેસ, મંડળીએ પડોસી તમારા આમ છે છતાં 'ભાષા સ્વરૂપ' વિષેનાં કાવ્યમાં એવી ભાષાને ઠેઠ–ગુજરાતી કહી છે.

હવે આપણે એક એવું દ્રષ્ટાંત લઇએ કે કદાચ તે થાકેલા કાનોને આરામ આપશે.
**સંગીત શ્રીમદ્ ભાગવત** (અવાબ્ધી તારક ભોમીઓ) એ એક આધુનિક ગુર્જર સાહિત્યમાં ઉમેરાયલું નૂતન પુસ્તક છે. એની અનુક્રમણિકા પછી પાંચ સંસ્કૃત શ્લોકમાં મંગલાચરણ છે, અને તે પછી બે આંગ્લ કાવ્યો છે. એક The All Seeing God એટલે ઇશ્વર સર્વે જુએ છે, એ વિષે છે, બીજું God is every where' એટલે ઇશ્વર સર્વવ્યાપક છે એ વિષે છે. એ બંનેના પાછા ગુર્જરગિરામાં અનુવાદો છે.

પહેલીને મથાળે લખ્યું છે કે ઇંગ્રેજી પોયટ્રીનો ભાવાર્થ. પછી ૭ મી એટલે છેલ્લી સાખીમાં પહેલી લીટી આ છે:–

**ઇંગ્લીશ પોયટ્રી** જે લખી, ભાવાર્થ તેનો આ જાણ,
જુએ છે સર્વત્ર પ્રભુ ઈશ્વર પુરૂષ પુરાણ.
(આમાં "સર્વત્ર" શબ્દના માથા પર રેફ જોઇએ છે.)

બીજા કાવ્યની શરૂઆતની લીટી આ પ્રમાણે છે:–
ભાવાર્થ અવર **ઇંગ્લીશ પોયટ્રી**નો શ્રવણ કરો બહુ જન;
વ્યાપી રહ્યા સર્વે વીશે ઇશ્વર જનાર્દન.

આ બંને કાવ્યોમાં **ઇંગ્લીશ પોયટ્રી** શબ્દ વાપરી કાવ્યકારે શી ખૂબી આણવા પ્રયત્ન કર્યો હશે તે તો તેઓ કે જનાર્દન જાણે. જેમણે આખું ભાગવત ગુર્જરગિરામાં વિવિધ રાગો અને ભાવોમાં ચિતર્યું તેમને આવો પ્રયોગ કયાંથી સૂઝયો ?

હવે જુઓ 'ભટનું ભોપાળું' પૃ ૫૫ માં (શાળોપયોગી નવલગ્રંથાવળી)
ભોળા૦–અરે ત્યારે તમને ઈંગ્રેજી નથી આવડતું ?

ગુમખા૦—ના

ભોળા૦—ત્યારે સાંભળો. મેં તેને ઇંગ્રેજીમાં પ્રશ્ન પૂછ્યો.

ટિવંક્લી ટિવંકલી લિટલી ઇસ્ટાર,
હાઉ આઇ વોડેર વ્હાટ યૂ આર
અપ્ એબોવ્ ધી વરલડ્ સો હાય
લાઇક એ ડાયમોંડ ઇંન ધી ઇસ્કાય.

આ એક ઇંગ્રેજી કાવ્ય ભટજીના મુખમાંથી અપૂર્ણ કેળવણીના પ્રતાપ દેખાડતું, હાસ્યજનક મિથ્યાભિમાન દેખાડવા બહાર પડાવેલું છે. અપૂર્ણ ઇંગ્રેજી કેળવણીથી તેમાંના કાવ્યો વાકયો કે શબ્દોનો ઉપયોગ કેવો થાય છે તેનો આબેહુબ ચિતાર આ પ્રયોગમાં છે. તેથી લોકે આ પરથી ઘણો ધડો લેવાનો છે. પણ બીજી દૃષ્ટિએ નિહાળીશું તો એવા વાકયો, કાવ્યો, શબ્દો, હાસ્ય રસના પુસ્તકોમાંથી કે મોંએ ચાલુ વાતોથી અપઠિત કે અર્ધપઠિત લોકોને મોંએ ચઢી જાણે અજાણે જ્યાં ત્યાં ઉપયોગ કર્યા વાપર્યા વિના રહે નહિ.

## જાહેર ખબરો



આ પ્રમાણે, આપણે સર્વ બાજુથી ગુર્જરગીરામાં ધસારો કરતાં આંગ્લ શબ્દો જોયા, અને એ મુજબ ચાલુ રહે તો ગુજરાતી એ તો શંભુ મેળા જેવી ભાષા ગણાય એમાં કાંઇ શક રહે ખરો ? અને ત્યારે તેને કેવળ ગુજરાતી કહેતાં કેવો આચકો લાગશે, તેનો ચિતાર આપણી પાંચમી પરિષદના પ્રમુખ અને સર્વ દેશી ચર્ચાકાર અને ટીકાકાર માનનીય શ્રીમાન્ ગુણાવ શોધ મૌક્તિક ઉપરની ટીકામાં એક રમુજી દૃષ્ટાંત છે, તે બરોબર આપે છે. ત્યાં

મૂલ: પુસ્તકને પ્રાકૃત દ્વારા સંસ્કૃત વ્યાકરણ છે એમ ઉક્ત બીમાને સિદ્ધ કર્યું છે, તે સઘળે સંસ્કૃતમય, સંસ્કૃતમય, એમ બતાવી સિધ્ધ કર્યું છે; તેમાં નિર્દિષ્ટ દૃષ્ટાંત આ પ્રમાણે છે.

'આતો એક મોર મ્હોં આગળ ઉભો હોય તેને કુતરો છે એમ હઠ લઇ બેસનારને પૂછીયે કે આ વાદળી રંગ કેમ છે?' "એટલો અંશ મોરનો છે. આ ઇન્દ્ર ધનુષ્ય જેવા રંગના ચંદ્રકવાળો પિચ્છભાર કેમ છે ? 'આ પાંખો કેમ છે ? " તો કહેશે "એ તો મોરનો અંશ એટલો છે." આ દૃષ્ટાંત પ્રમાણે આપણી ભાષાનું પણ કેમ ન થાય ! આટલું ઇંગ્રેજી છે, આ પ્રયોગ ઇંગ્રેજી છે. આ વાક્ય ઇંગ્રેજી જેવું છે, એમ સર્વત્ર ઇંગ્રેજી, ઇંગ્રેજી, ઇંગ્રેજી; પણ આપણું રહ્યું શું ? બરોબર ગુર્જરી ખોડાઇજ રહેની ? આમ ચોગરદમના મારામાં કદાચ એવો સમય પણ કેમ નહિ આવે કે, ગુજરાતી ભાષા કેવળ દબાઇજ જાય કે લુપ્ત પ્રાયઃથઇ શોધેલો એકાદ અવયવ પણ હાથ ન આવે ? એક વખત બે ચારેક જુવાનીઆ પુરૂષો પોતાના ગામથી ગાઉ દોઢેક પર ફરતા ફરતા જઇ પૂગ્યા. ત્યાં થોડોવાર એક સ્થળે બેઠા પછી તરસ્યા થયા આમ તેમ જોતાં ગોવાળીઆએ ખોદેલી એક વેરડી જોવામાં આવી. તેમાં થોડું પાણી હતું પણ તે ત્રણેક વામ ઉંડું હતું. પાણી કાઢવાનું કાંઇ સાધન નહતું. પણ એક જણના સ્મરણમાં આવ્યું કે કાગડાએ કુંજામાં કાંકરા નાંખી પાણી ઉપર આણેલું તેવી આપણે કરામત કે ચતુરાઇ વાપરીએ; દરેકે હા પાડી અને પાસે પથરા, ઇંટ, માટીના ઢેફાં એવું જે દીઠું તે નાખ્યું. એમ કરતાં હાથેક અંતર રહ્યું ત્યાં લગી નાંખનાંખ કર્યું. પણ તેનું પરિણામ એ આવ્યું કે ઇંટકા અને માટીના ઢેફામાં પાણી શોષાઇ ગયું. વેરડી પુરાઇ ગઇ પોતાને કામ ન આવી અને બીજાઓ માટે નિરૂપયોગી થઇ, અને તરસ્યાઓ પાછા વળ્યા ! ! ! આમાં જેમ પોતાના ઝરણો સાથે વેરડી પુરાઇ ગઇ તેમ આપણી ગુર્જરગીરા પોતાની જનેતા ગીર્વાણ ભાષા તરફથી ધીમાં પણ અચુક મળતાં ઝરણાં સાથે પુરાઇજ જાય તો પછી ' ગરવી ગુજરાત ' અને ' ગરવી ગુજરાતી ' 'ભાષા' આમ કોને કહીશું ?

## ઇંગ્રેજી શબ્દોના અયોગ્ય ધસારાથી અને તેને સાધારણ કરી નાંખવાથી તેઓની થતી વાખવાખી.

અપઠિત લોકોમાં જેમ સંસ્કૃત કેટલાક શબ્દો અને વાક્યોનો એવો અપભ્રંશ થયો છે કે તે સાંભળતાં આપણને કાંઇક હસવું આવે (જેમકે, अशक्ति मान् भवेत् साधु= ને બદલે અશક્તિ ભવના સાધુ-भण्या गण्या मटके भवमांय भात्य उभात्य वच्चे न रहेवाय. (જુઓ કાવ્ય નિમજ્જન પૃ–૮૫, અખો.) માં 'ભાવ્ય ઉભાવ્ય' શબ્દ છે. એ શબ્દનો અર્થ સમજાવ્યો છે કે બેમાંનો એક પાર–છેડો–પણ એની વ્યુત્પત્તિ માટે (?) આમ પ્રશ્નવિરામ મૂકી સંદિગ્ધ અવસ્થા બતાવી છે. હવે એ સંબંધમાં મારું ધારવું એ છે કે भवति न भवति અથવા भाति न भाति એ બેમાંથી એકનો એ અપભ્રંશ હોવો જોઇએ. બીજા સંસ્કૃત દૃષ્ટાંત તરફ વિશેષ ધ્યાન પૂગે એમ છે. કો મોહ તત્રક: શોક.

જુઓ 'સાહિત્ય' માં 'નરબોધ' વિષય. આ એક અર્ધ સંસ્કૃત અર્ધ ગુજરાતી પ્રયોગ છે. એમાં 'તત્રક:' સંબંધમાં અર્થસ્ફોટન કરતાં (?) પ્રશ્નવિરામથી શંકા બતાવી છે. આનો ખુલાસો મેં હમણાજ થોડા દિવસ પર 'સાહિત્ય' ના તંત્રીજી તરફ મોકલ્યો છે. એ ઇશોપનિષદ્‌નું વચન છે. तत्र-को मोहः कः शोक एकत्वमनुपश्यतः । એમાંના तत्र અને कः સાથે જોડીને અને તે વળી ગુજરાતી લિપિમાં લખતાં તત્રક: થઇ ગયલું છે. આમ અર્ધ સંસ્કૃત અર્ધ ગુજરાતી પ્રયોગ થવાથી હાસ્ય જનક કડી થઇ ગયલી છે! તેમ અંગ્રેજીના જ્ઞાનથી વિમુખ લોકોમાં કેટલાક અંગ્રેજી શબ્દોનું હાસ્યજનક રૂપાન્તર થઇ ગયલું જોવામાં આવે છે. જેમકે:—

Vocabulary (વૉકેબ્યુલૅરી)= નાનો શબ્દ કોષ. પંદર સોળેક વર્ષ ઉપર રાસ્ત-ગોફ્તારમાં ઇંગ્રેજી કેટલાક શબ્દો ગુજરાતીમાં કેવા થઇ ગયા છે તેનો ચિતાર આપ્યો હતો તેમાંનો આ એક શબ્દ છે. તેમાં એનો ઉચ્ચાર 'વાંકી બીલાડી' થઇ ગયલો બતાવ્યો છે!

Gentleman (જેન્ટલમેન) ગૃહસ્થ, આબરૂદાર માણસ પણ એનો અપભ્રંશ કેવો થયો છે તે તો હું મોંએ આ સભામાં બોલતાં ખંચાઉં છું. કદાચ ઘણા તેમ જાણતા પણ હશે.

Patron (પેટ્રૉન) મુરબ્બી, રક્ષણ કરનાર—પણ એક અમારી જ્ઞાતિની સંસ્કૃત પાઠશાળાનું મકાન બંધાવવા રકમ એકઠી કરવા સભા મળી હતી તેમાં એક ગૃહસ્થ જે અંગ્રેજી જાણતા ન હોતા તે બોલ્યા કે સભામાંથી સત્તા હોય તો ૧૦૧ કે ૫૧ રૂ. ના પેટ્રન થાઓ તો સારૂં ત્યારે એક જણે કહ્યું કે બે ત્રણ કેમ? વધારે થાઓ. મતલબ કે પેટ્રનનો અર્થ 'બે ત્રણ' એવો કર્યો!!! જે બે ચારેક એ શબ્દનો અર્થ સમજતા હતા તેઓએ સ્મીત કર્યું! Pound (પાઉન્ડ) એક સીક્કો. એ શબ્દનો ઉચ્ચાર 'પવન' એવો થઇ ગયો છે. આફ્રિકામાં અમે રોજ ત્રણ ચાર 'પવન' કમાઇએ છીએ. આમ બોલતા ઘણાએ સાંભળ્યું હશે! Guinea (ગિની) એક સોનાનો સીક્કો- તે બદલે ગેંણી—ગેંડી! આગળ જતાં ગેંડાની માદા સમજાય તો તેમાં કાંઇ નવાઇ છે!

License (લાઇસન્સ)=પરવાનો એનો 'લેસન' બન્યો!

Jubilee (જ્યૂબિલિ) આ શબ્દની એવી કથા છે કે ૧૮૮૭ માં સ્વ. મહારાણી વિક્ટોરીઆને રાજ્યાસને બીરાજ્યાને ૫૦ વર્ષ થયાં હતાં તેનો તે સમયે સોનેરી મહોત્સવ ઉજવાયો હતો. તેથી તે પછીની ત્રીજા દરજ્જાની ઝાહેર નોકરીની પરીક્ષામાં એ શબ્દ ઉપર નિબંધ આપ્યો હતો. તેથી તેમાં ઘણા ખરા ગામડાંના ઉમેદવારો 'જ્યૂબિલિ' ને 'જલેબી' સમજી તે ઉપર નિબંધ લખી લાવ્યા હતા, એવું અમને અમારા મહાન્ ગુરૂજી મહીપતરામભાઇએ નિબંધ શિક્ષણ વખતે વિવેચનમાં કહેલું યાદ આવે છે.

Waggon (ઉવેગૅાન) નો 'વેગણ' થયો પણ વેગણ=વંત્યાક. Bill=(બિલ) ને હાલ અમુક જગ્યાથી બીલકું, બિલાડો એવા નામથી નવાજી નાંખવામાં આવે છે તે આપ જાણતાજ હશો.

Senior (સીન્યોર) એક અનાવિલે પોતાના જમાઇના વખાણ કરતાં કહ્યું હતું કે મારો પરોણો તો 'સીનોર' થયો છે !!! એકે કહ્યું હતું કે સીનીઅળ થયો છે.

આવી રીતે ઘણા શબ્દોનાં સંબંધમાં છે પણ લંબાણ થવાના ભયથી અટકું છું. આ ઉપરથી કદાચ કહેવામાં આવશે કે એવું તો આપણી કે બીજી હરકોઇ ભાષાના શબ્દો કે વાકયોનું બને છે, કે બનવા સંભવ છે. હા, હું પણ કબુલ કરૂં છું કે બને છે, પણ અજાણી અને કઢંગી જોડણીવાળી ભાષાના સંબંધમાં તો એવું બનવા દેવાનો પ્રસંગ આવો નજ જોઇએ. સંસ્કૃત અને આંગ્લ ભાષાનો એક સ્થાપિત નિયમ એ છે કે શુદ્ધ બોલવું અને શુદ્ધ લખવું. અપભ્રંશ ભાષાના પણ વધુ વિકૃતિ થવા ન પામે માટે નિયમો બંધાયા. વ્યાકરણો થયાં. તો જે ભાષાની જોડણી ઘણીજ અનિયમિત, ઉચ્ચાર પણ વિચિત્ર કરવાના, લખાણ પ્રમાણે ઉચ્ચાર કે ઉચ્ચાર પ્રમાણે લખાણ નહિ તેવી ભાષાના શબ્દોનો કે વાકયનો આપણી ભાષામાં એકરૂપતા આવી જાય એવા પ્રયોગથી તે ભાષાના શબ્દોની જોડણી અને તેઓની વ્યુત્પત્તિમાં મહાન અનર્થ થવા સંભવ છે. હું એના બે ત્રણ દાખલા આપી પતાવી દઇશ.

Know (નો) એટલે જાણવું. એમાં 'K' અક્ષર અનુચ્ચરિત છે. પણ લેખનમાં લખાય છે, તેનું કારણ મને એવું લાગે છે કે એની વ્યુત્પત્તિ શોધવી અઘરી ન પડે. આપણા સં. ज्ञा ધાતુ પરથી એ ઉતરી આવેલો જણાય છે. ગુજરાતીમાં 'જ્ઞાન' શબ્દનો કોઇ 'ગ્નાન' કોઇ 'ગ્યાન' ગીનાન, આમ ઉચ્ચારો કરે છે. એમાં જ ને ञ મળી સંયુકત ઉચ્ચાર છે તેવો તો બરાબર સંસ્કૃત પઠિત વર્ગમાંથી પણ થોડાજ કરતા હશે. હિંદી વિદ્વાનો સુદ્ધાં બરાબર ઉચ્ચાર થોડાજ કરતા હશે. ઘણો ભાગ તો 'ग्यान' એવો ઉચ્ચાર કરે છે. આથી એ સમજાશે કે ज નો અપભ્રંશ ग થયો અને ग નો એ 'क' થયલો હોવો જોઇએ. અને ज નો આપણે અહીં થાય તેમ ત્યાં પણ ન થયલો જણાય છે. પણ 'क' ઉચ્ચારને મોટો નાશકારક ધસારો લાગેલો હશે તેથી તે અનુચ્ચારિત થયો. અને તેથી ज्ञा–ग्ना–ग्नो–क्नो–નો આમ પરંપરા વિકૃતિ થયલી જણાય છે, તાત્પર્ય એજ કે વ્યુત્પત્તિનો અર્થે કે તે સાથે બીજા કોઇ કારણથી લખવામાં क રહેવા દીધો છે. આથી ઉચ્ચારમાં હોય તેવું લખાણ નથી અને લખાણ હોય તેવું ઉચ્ચારણ નથી.

Gnaw (નો) જરા જરા કોતરી–કરડી ખાવું. આમાં પણ પ્રથમાક્ષર 'G' અનુચ્ચારિત છે. મને લાગે છે કે એ આપણા खन् (સં) ધાતુ પરથી હશે. खन्=ખણવું કોતરવું, તો ख નો 'G' થઇ પછી ઉચ્ચારમાંથી ખસી ગયો. પણ વ્યુત્પત્તિ માટે લખવામાં કાયમ રાખ્યો હશે.

આ પ્રમાણે ઘણા દાખલા આપી શકાય એમ છે. પણ એનું ઉપર જણાવ્યા મુજબ તાત્પર્ય છે. અને આપણી ભાષામાં ઇંગ્રેજી શબ્દો ઘુસાડતાં–લેતાં એવાં અનુચ્ચારિત અક્ષરો તો આપણે લખીએજ નહિ, તો પછી એની ખરી વ્યુત્પત્તિનો પત્તો કોઇ કાળે લાગે ખરો કે ? નહિંજ. માટે આપણી ગુર્જર ગિરામાં એવા શબ્દો ઉમેરી તેમને બગડવા દેવા

ન જોઇએ. તેમ આપણામાં સંકર થવા દેવા જાઇએ નહિ, એમ ઉભયપક્ષે નકાર પ્રાપ્ત છે; છતાં જો આ વાતમાં ઉપેક્ષા થશે તો હાલ જે જોડણી અને વ્યુત્પત્તિમાં મારામારી છે તેમાં મોટો વધારો થશે, અને તેનો નિવેડા કદી આવશે જ નહિ.

## ઈંગ્રેજી વેશમાં દેશી શબ્દો.

જેમ કેટલાક દેશી ગૃહસ્થોને યૂરોપીઅન પોષાક પ્રિય લાગે છે તેમ આપણા હાલના કેટલાક શબ્દોને પણ તેવો વેશ ધારણ કરવાનું પ્રિય લાગેલું જણાય છે! અર્થાત્ કેટલાક શબ્દોનો ઉચ્ચાર આપણે ત્યાં છે તે કરતાં ઈંગ્રેજીમાં જુદીજ રીતે થાય છે અને તેવા ઉચ્ચારો જાણે કોઇ સ્વર્ગીય રૂપ ધારણ કરીને આવ્યા હોય તેમ કેટલાકો પોતાની સાધારણ વાતચીતની (ગુજરાતી) ભાષામાં આનંદભેર બોલતા જણાય છે. જેમકે

| | | | |
|---|---|---|---|
| હિંદુસ્તાનને | બદલે | India | (ઇન્ડીઆ) |
| મુંબઈ ,, | ,, | Bombay | (બોમ્બે) |
| ખેડા ,, | ,, | Kaira | (કેરા) |
| વડોદરા ,, | ,, | Baroda | (બરોડા) |
| ભરૂચ ,, | ,, | Broach | (બ્રોચ) |
| દક્ષિણ ,, | ,, | Dakan | (ડેકન) |
| દખણ ,, | ,, | Deccan | (,,) |
| તપતી–,, તાપી | ,, | Tapti | (ટાપ્ટી) |
| સંસ્કૃત | | Sanskrt | (સંસ્ક્રિટ) |
| બ્રાહ્મણ ,, | ,, | Brahmin | (બ્રાહ્મિન) વગેરે. |

ઉપર્યુક્ત કથનથી જણાશે કે ભાષા સ્વરૂપ કેવું થયું છે છતાં એક કવિની વાણીમાં એ સ્વરૂપ જોઇએ.

## ભાષા સ્વરૂપ

મનહર છંદ

પારસી લોકો આવીને, ગુજરાતી ભાષા ભણ્યા,
ભાગા તુટા શબ્દો બોલીને બગાડીઆ;
બોલવા પ્રમાણે ગ્રંથ, ગુંથવામાં જોડયા બોલ,
"પારસી ગુજરાતી" ના અક્ષર ઉગાડીઆ.
રાજ ઇંગ્રેજી થયું, ભાષા પણ તેની ભણ્યા,
ગુજરાતી બોલવામાં ઇંગ્રેજી અડાડયું છે;

વિદ્વાનોએ કહી એને " ઢેડ ગુજરાતી " ભાષા.
ગુજરાતી ભાષા કેરૂં, ગૌરવ ઘટાડયું છે.
ઊંચી કેળવણી માહે ગરવી ગીર્વાણ વાણી,
શીખવી જણાઈ સખ્ત અભ્યાસીના ઉરમાં;
અન્ય ભાષાનો અભ્યાસ અટોપે થવાને ખાસ,
સંસ્કૃતનો ત્યાં સુવાસ પ્રસરે ન પુરમાં.
એવા અભ્યાસીઓ આજે અરધા ઇંગ્રેજી ઉર્દુ,
ગણ્યા ગાંઠયા. વણ્યા બોલ ગુજરાતી બોલશે;
અભણને ભણેલાઓ ભાષા વણસાણે ત્યારે,
ગુજરાતીના ગુંચેલા વાળ કોણ હોળશે !
એકજ જાતિમાં શબ્દો વંદતા વોરાજી સૂણ્યા.
લોટીઆ વોરાની વો'રાસાઇ"ત્યાં લખાઇ છે;
દૃઢાગ્રહી આજ્યુએટો ગીરવાણ વાણી ભણ્યા,
ગુજરાતી તેની " સંસ્કૃતમયી " ઓળખાઇ છે.
જુની ગુજરાતી સ્થાપી ઓપ આપી શ્રેષ્ઠ સ્થાપી.
ભાષા ભકતોએ સુચિહ્ન નવું દરશાવ્યું છે.
સ્નાહ કરાવીને શુદ્ધ અલંકાર યુકત કરી,
ગુર્જરી પટ્ટરાણી રાણીનું રૂપ પરખાવ્યું છે;
ગુજરાતી ભાષા કેરી આગગાડી વિષે હાલ.
સરવે વરણ ભેળા લોક તો ભરાયા છે;
ભાષા અભિમાની ભકત ગણીને આભડ છેટ,
સંકોચાઇ શરમાઇ ઘણા ગભરાયા છે;
ગડબડ થાય ગાડી ચાલે છે ઝપાટાબંધ,
વધતો વિવાદ ચાલે શુદ્ધાશુદ્ધ વાતમાં;
જેને જેમ ફાવે તેમ બોલી બરબડી ઉઠયા,
શુધ્ધ કેમ રહી શકે આ અનેક જાતમાં.

ઈંગ્રેજી ભાષાએ પણ પોતાનામાં જરૂર પડતા ઘણા પરદેશી શબ્દો લઇ પોતાને પુષ્ટ બનાવી છે, તો આપણને શો વાંધો આવો ? કેટલાક પૂર્વ પક્ષ કરે છે અને તેના ઉદાહરણમાં કહે છે કે આપણા હિન્દી બ્યાપારીઓ યુરોપમાં કપૂર લઇ ગયલા ને તે નામ તેઓએ ગ્રહણ કરતાં આજે તેને Camphor (કેમ્ફર) કહે છે. તેમજ ચોખાને મૂળ રાશિ-ઢગલા રૂપે બોલતા તેથી મૂળમાંના oriz પરથી Rice ( રાઇસ ) કહે છે. ( આ જગાએ સહેજ વકતવ્ય છે કે મુળ શાલિન પરથી સાળીઉં. સારીઉં, ( એક જાતનું ભાત ) એનો અપભ્રંશ થઇ 'ઉરાઝ' ને પછી રાઈસ શબ્દ કેમ ન બન્યો હોય ? ) વગેરે. ભાષામાં ભંડોળ ઓછો હોય તો તે ભલે મિશ્રણ કરે. જેની પાસે મુંડી ન હોય તો પારકી મુંડીએ વેપાર ભલે કરે. પણ જેની પાસે ભંડાર ભરેલો હોય તે શા માટે મુંડીની આશા રાખે ? છતાં અનિવાર્ય

પ્રસંગે આપણે કાંઇ પરદેશી શબ્દો લેતાં અચકાઇશું નહિ. જેમ રેશમ વાચક **चीनं शब्द** ચીન પાસેથી લીધો હતો અમરકોશમાં એ શબ્દ છે. તેમજ **वाह्लिक**—હિંગળોક. તે વહલ કે બહલ દેશમાંથી આવેલો હશે માટે ( જુઓ સાહિત્ય ) પુ. ૭ અંક ૨ પૃ. ૯૨. પણ આ શબ્દ સ્વરૂપ કેવું સંસ્કારી બનાવ્યું છે તેથી ખાત્રી થશે કે દેશમાં વપરાતો શબ્દ એ નથી પણ **बहिले भवम् वाहालिक** । એમ શબ્દ બનાવ્યો છતાં તે દેશમાંનો લીધો હોય તો પણ એવા જુજ શબ્દો હોવા જોઇએ. તો પણ આ વિજ્ઞાનનો જમાનો છે. યંત્ર વિદ્યા, પ્રાણિ-વિદ્યા, વનસ્પતિ વિદ્યા, વગેરે વિદ્યાની શોધોમાં અનેક એવાં નામ કે જે નામો સંસ્કૃતમાં મળેજ નહિ, તેવા વિષયોમાં સહજ તેના તે શબ્દો મુકી દેવા પડે છે. જેમકે પદાર્થવિજ્ઞાનના મૂળતત્વોમાં આવેલા કેટલાક શબ્દો શાળાપત્રમાંનો રા. હરરાય દેસાઈનો લેખ જોવાથી એવા શબ્દો મુકાયલા જોવામાં આવશે, આ તો એક દિગ્દર્શન છે. એવું ઘણા પુસ્તકોમાં છે પણ તે અનિવાર્ય કારણજ મુકાય તો જુદી વાત છે. પણ તે પહેલાં બીજા તેવી વિદ્યાના જ્ઞાનીઓને સંસ્કૃત પંડિતો પાસે ( બંને વિદ્યાથી વાકેફ ) મેળવવા પ્રયત્ન થયા પછી સમિતિ ઠરાવે તેમ થાય તેવું થવું જોઇએ. ' યુનિવર્સિટિ ' જેવા શબ્દો માટે 'ગુજરાતી' પત્રમાં થોડા વર્ષ પર એક ચર્ચા ચાલી હતી તેમાં એક ગૃહસ્થ ' યુનિવર્સિટિ ' શબ્દના પ્રયોગ ગુજરાતી ભાષામાં રાખવા આગ્રહ કરતા જણાયા હતા. માનનીય ધ્રુવ જેવા સંસ્કૃત ગુજરાતીના મહાન પંડિતે દર્શાવેલા શબ્દને પણ ફેંકી દેવા તત્પર થયા હતા એ ગુજરાતી ભાષાની અધોગતિનું ચિહ્ન નહિ તો બીજું શું?

ઇંગ્રેજી ભાષા મૂળે સંસ્કૃતમાંથી ઉતરી આવેલી છે. તો એ અપભ્રષ્ટ શબ્દોને નકામા ગુજરાતીમાં દાખલ કરવાની શી આવશ્યકતા છે? સીધા સંસ્કૃતમાંથી જોઇતા શબ્દો જ લેવા જોઇએ. ભાષાશાસ્ત્રીઓએ એ તો નકકીજ કરેલું છે, કે દુનીઆની ઉત્તમમાં ઉત્તમ ભાષા વૈદિક અને સંસ્કૃત ભાષા છે. અને તેમાંથી જ ઘણીખરી મુખ્ય ભાષાઓ નીપજેલી છે. સંસ્કૃતમાંથી જ લાટીન થઈ છે. ને તેમાંથી 'ઇંગ્રેજી નું સ્વરૂપ ઘડાયલું છે. ઇંગ્રેજી શિક્ષિત વર્ગ સારી રીતે જાણે છે કે ઇંગ્રેજી Mother, Father, Brother, Sister, Daughter વગેરે શબ્દો સં-**मातृ, पितृ, भ्रातृ, स्वसृ दुहितृ** વગેરે માંથી થયા છે. We, Thou. You, He, They, વગેરે સર્વનામના શબ્દો પણ **अहम्, वयम्, त्वम्, यूयम्,** સં તે, વગેરેમાંથી થયા છે. ઇંગ્રેજી ભુતકાળનો પ્રત્યય ed **सं.त** ભૂતકૃદંત (**त** નો **ड** થવાના ઉત્સર્ગ, કે નિયમ છે.)માંથી થયા છે. ઉપસર્ગો સંબંધી પણ તેમજ જણાય છે. ૨. કેટલાક ઇંગ્રેજી શબ્દો મૂળસંસ્કૃતના વ્યત્યય થયલા પ્રતીત થાય છે જેમકે, સં 'आकाश' ને ઉલટા બોલીશું તો, **शकाआ** થશે. અને તે પરથી Sky સં '**अधुना** ને ઉલટાવીશું તો **नाधुअ** થશે, પછી **धूनो हु** થઈ '**नाहुअ**' થઇ, **ह** નો લોપ થતાં **नाउअ** ' રહેતાં હાલનો ઇંગ્રેજી Now થયલો જણાય છે.

૧ સં-**वरम्** પરથી ગુજરાતી, વારૂં, **म-बरं** ને તે પરથી ગુ–ભલે' થયા છે તેમ ઇંગ્રેજી Well શબ્દ થયો જણાય છે. **र** નો **ल** થવાનો સ્વાભાવિક નિયમ છે જ.

આમ મોટો શબ્દ સમૂહ સંસ્કૃતમાંથી ઇંગ્રજીમાં ઉતરેલો છે તો આપણે સંસ્કૃતમાંથીજ લેવા જોઇએ.

આપણે આપણું ભાષા વગેરેમાં સ્વાભિમાન જાળવી રાખવું જોઇએ. એ બાબતોમાં ઇંગ્રેજ અમલદારો અને ગૃહસ્થોનો સર્વત્ર ટેકો છે એમ હું માનું છું. સ્વ. કરસનદાસજી ઇંગ્લાંડના પ્રવાસે ગયા ત્યારે પોતાના બાપદાદાથી ચાલતી આવેલી રીતની પાઘડી પહેરીને ગયા હતા. તે જોઇ કોઇ ઇંગ્રેજ ગૃહસ્થોએ એમને ટોણો માર્યો હતો કે આ વેષ તો પારસીનો લીધો ! ત્યારે એમણે પ્રત્યુતર આપ્યો હતો કે નાજી, અમારી પાઘડી પારસીઓએ સ્વીકારેલી છે. બંગાળાના ગવર્નર કાર્માઇકલે એકવાર બંગાળી પોષાક પહેરી બંગાળીઓએ પોતાનો દેશી પોષાક જાળવી રાખવો જોઇએ, એવી અસર ઉપજાવી હતી. સુરત જીલ્લાના માજી કલેકટર વેર સાહેબ અમારી નિશાળની મુલાકાતે પધાર્યા હતા ત્યારે તેમની આગળ લેહ-લેખિની ધરતાં બોલ્યા હતા કે તારી બરૂની કલમ આપ ! ! મેં તે પ્રમાણે કર્યું હતું. આ છાપ હજી મારા અંતઃકરણમાં કોતરાઇ રહેલી છે. એજ પ્રમાણે એક મામલતદારે પણ કર્યું હતું. ૧૯૦૫ માં જ્યારે અત્રેના શિક્ષણ કળા મંદિરમાં પુનર્શિક્ષણ લેવા મહેતાજીઓને તેડ્યા હતા તે પ્રસંગે ઇલાકાના વિદ્યાધિકારી મેં. ઇ. જાઇલ્સ સાહેબ અમારા નિવાસસ્થાન આગળ આવી મુલાકાત લેતાં બોલ્યા હતા કે મહેતાજીઓ, તમે બધા ખુશમાં છો ? તમારાં બચ્ચાં કચ્ચાંની ગોઠવણ શી કરી છે ? તમને મુશીબત તો પડશે, પણ તમારે લોક હિત પણ ધ્યાનમાં લેવાનું છે. વગેરે ગુજરાતી ભાષામાં ઉત્તમ ભરેલી દિલશોજી ભરેલી વાણીમાં વાતચીત કરી હતી ! અહીં એમણે માસ્તર કે એવા કોઇ અંગ્રેજી શબ્દોનો પ્રયોગ કર્યો ન હતો કર્યો હોય તો તેમાં એમની ભાષાનો આપણાથી દોષ કાઢી ન શકાય ? કેમકે એમની ભાષા ઇંગ્રેજી. આપણી ગુજરાત દેશની ભાષાની મંડળીના ઉત્તેજક પણ ઇંગ્રેજ ગૃહસ્થ જ હતા. આપ જાણોજ છો કે તે ચિરંજીવી નામ ફારબસ સાહેબ છે. તેમ નામદાર હોપ સાહેબે તો ગુજરાતી ભાષા માટે જીંદગી અર્પણ કરી હતી એમ કહીએ તો ચાલે. ટેલર સાહેબે ગુજરાતી ભાષામાં વ્યાકરણ અને સંધાતુ સંગ્રહ વ. શાસ્ત્રી સાથે બનાવી અપૂર્વ સેવા બજાવી છે. તો આ કામમાં ઇંગ્રેજ અમલદારો અને ગૃહસ્થોનો આપણને ટેકોજ છે અને હોવો જોઇએ એમ મારૂં નમ્ર માનવું છે. તો આપણે, આપણાપણું (આ સ્થળે ભાષા સંબંધી) શા માટે ગુમાવવું કે વિરૂપ બનાવવું કે બનવા દેવું જોઇએ ?

સદ્ગત રા. બ. કમળાશંકર ભાઇએ ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ વિષે નોંધ લેતાં જણાવ્યું હતું કે આ પરિષદમાં સાહિત્યનો વિકાસ કેમ કરાય ને "ગુજરાતીદ્વારા ઉચ્ચ કેળવણી" એ વિષય પર ચર્ચા ચલાવવામાં આવી હતી. આ વિષયોમાં બહુ વિવાદ હોવાનો સંભવ નથી. કેટલાક પારસી લેખકોને માતૃ ભાષા સંસ્કૃતના જ્ઞાનથી વિમુખ હોવાથી તેમાં રહેલા નિઃસીમ જ્ઞાન નિધિથી અપરિચિત પામર પુરૂષોને એમ ભાસે છે કે ઉંચી કેળ-વણી ગુજરાતીદ્વારા આપી શકાશે નહિ. કેટલાક પારસી લેખકો ને શિક્ષકો તો એટલે સુધી વધીને કહે છે કે કેળવણીનો આરંભ અંગ્રેજી ભાષામાં કરવો, ને ચાર ધોરણ શીખ્યા પછી

ગુજરાતી ને બીજી ભાષા તરીકે શીખવવાનો આરંભ કરવો. આ બધું ઉપહસનીપજ છે, એ વિચારો. એટલા બધા તિરસ્કારને પાત્ર છે એવા તો દેખીતાજ નિર્માલ્ય છે કે એનું ખંડન કરવાનું પ્રયોજન કે આવશ્યકતાજ નથી.

આ. પ. પુ. પર અંક ૫–પૃષ્ટ ૧૬૨

આ અવતરણથી સ્પષ્ટ થાય છે કે સંસ્કૃતમાંથી જોઇતા શબ્દો મેળવી લેવા કાંઇ હરકત નથી. કેટલાકને સંસ્કૃત શબ્દો જડબાફાડ લાગતા હોય એમ જણાય છે પણ એ મોટી ભુલ છે. શું ઈંગ્રેજી ફારસીમાંના ઘણા ખરા શબ્દો જડબા ફાડે એવા નથી ? માંસાહારીને ફળાદિમાં કયાંથી રસ ઉપજે ? યુરોપી પોષાકની વાંદર નકલ કરનારને દેશી પોષાક કયાંથી ગમે ?

એક ટીકાકાર લખે છે કે વર્તમાન પત્રો સાહિત્યના પુસ્તક તરીખે ગણાય છે. ભલે તે ટીકાકાર એવું લખે પણ હું તેમ માનતો નથી. વર્તમાન પત્રોમાં ખાસ નવલ કથાઓ ઘણું કરી દરેકમાં આવે છે, તે ખાસ સાહિત્યનો વિષય છે. વિશેષમાં જોડણી અને શબ્દ પ્રયોગો લોકો પર ભારે અસર કરે છે. ખરાખોટા શબ્દો વાંચનારાઓને મોંએ ચઢી જાય છે. તેમને હમેશ દરેક સામાજિક, રાજકીય, ધાર્મિક, વૈજ્ઞાનિક, સાહિત્ય વિષયક એમ એ સર્વતો મુખી ચર્ચામાં પોતાના લેખો લખવા પડે છે અને નવા નવા શબ્દોનો તેમને ઉપયોગ કરવાનો પ્રસંગ આવે છે. પણ ઉતાવળમાં તેઓ યોગ્ય શબ્દોનો પ્રયોગ કરી શકતા નથી ત્યારે ઈંગ્રેજી શબ્દો સીધા મુકી દે છે. સંસ્કૃત અને ગુજરાતી ભાષાના શબ્દો શોધવા તેમને વખત મળતો નથી, અને અનેક જાતના વિષયો પર ટીકા કરવાનો વખત મળે છે. એ તાજુબીની વાત છે.

ઉપસંહાર.

આપણે ઉપર પ્રમાણે તપસી ગયા તેમાંથી સાર એ નીકળે છે કે પરદેશી અને પરભાષા બોલનારી પ્રજાના રાજ્યથી અને આપણી બેદરકારીથી ભાષાસંકરત્વ પ્રાપ્ત થયું છે. અને તેના ગણેશ 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી' જેવા શબ્દ પ્રયોગથી ગુજરાતમાં પણ બેઠા. ગણેશનું વાહન ઉંદર: ઉંદરોની વૃદ્ધિએ ગ્રંથીજવરની વૃદ્ધિ ગણાય છે. ગ્રંથીજવરે કોઈ ગામ બાકી રાખ્યું હોય તો તે ગામનું નસીબ. તેમ આવા આંગ્લ શબ્દો આપણા વિચારોનાં વાહન બન્યા. ને ગામેગામ પ્રસર્યા ને તેથી કોઈ ગામ વંચિત હોય તો કે કોઇ કુટુંબ તેથી વંચિત હોય તો તેનું અહોભાગ્ય સમજવું જોઇએ.

જેને સંતાન ન હોય તેને મીલ્કતની વ્યવસ્થા માટે દત્તક કરી લેવાની જરૂર હોય. પણ આપણે તો છતે સંતાને દત્તક કરીએ છીએ ! ખરાં સંતાનનો હક ડુબાવીએ છીએ કે સંતાનનો નકામો નવો ભાગીદાર બનાવીએ છીએ ! ગુર્જરગિરા પાસે શબ્દ સંતાન છે. ઘટે તો તેની માતા પાસેથી લેવાય અથવા પડોશણ ભગિની પાસે પણ લેવાય, પણ પાંચ હજાર ગાઉ લગી શા માટે જવું પડે ?

એક વખત એવો હતો કે ઉચ્ચશિક્ષણ પામેલા કોઇ કોઇ ગુર્જર પંડિતોએ ગુર્જરગદ્ય પદ્યના લેખો પ્રેમાનંદ, શામળ, દયારામ વગેરેના જેવી સાદી ભાષામાં લખવાને બદલે સંસ્કૃતમય ભાષામાં લખવાથી આપણા આદ્ય ટિકાકારને ' સંસ્કૃતમય ગુજરાતી ' એવા શિર્ષક નીચે એક જબરો લેખ લખવો પડયો હતો. પણ તેતો કદાચ દીકરીને પોતાની વડીઆઇ પાસે બેસાડવાની કે વડીઆઇ જેવી કરવાની હોંસમાં લખાયા હોય તો ક્ષમ્ય ગણાય. એ સિવાય બીજું શું નામ આપી શકાય ? પણ હાલ જે પ્રવાહ ચાલ્યો છે તે તો ઢેડ ગુજરાતીજ ગણાય જો આવો પ્રવાહ ન અટકાવીએ અને આમને આમ કાયમ રહેવા દઇએ તો અરબી ફારસી કાંદા ગુજરાતી ખીચડીમાં ભળ્યા અને તેની યાદી લખવામાં જેમ અમારા શિક્ષક બંધુ રા. અમીરમીયાં હમ્દુમીયાં જેમ શાળાપત્રોનાં પાનાના પાના ભરતાં હજી પરવાર્યાં નથી તેમ ભવિષ્યમાં એવા શિક્ષક કે વિદ્વાન ગુજરાતીમાં ભરાયલા ઇંગ્રેજી શબ્દો રૂપી ઈંડાંની યાદી આપતાં કેટલાંએ શાળાપત્ર જેવાં પાનાના પાના ભરશે કે કેટલીએ કલમો બૂઠી કરશે તેનો અડસટો કાઢી શકાશે નહિ. એટલુંજ નહિ પણ વિરૂપ બનેલી ભાષાને ખરી ગુજરાતી શી રીતે કહી શકાશે ?

માટે ગુજરાતના સંતાનો, પછી તે બ્રાહ્મણ હોકે ક્ષત્રિય હો, વાણીઆ હો કે ખેડૂત હો, શુદ્ર હો કે અંત્યજ હો, હિન્દુ હો કે મુસલમાન હો, પારસી હો કે શ્રાવક હો, ગમે તે જાતના, ગમે તે ધર્મના હો. પંડિત હો કે અર્ધપંડિત હો, સામાન્ય હો કે અસામાન્ય હો, ગ્રંથકાર હો કે પત્રકાર હો, વકતા હો, કે અવકતા હો, ધનિક હો કે ગરીબ હો પણ સો કોઇ આબાલવૃદ્ધ નરનારીઓ જેમ બને તેમ અંગ્રેજી શબ્દોના પ્રયોગથી ખાનગીમાં કે સભામાં, વિદેશમાં કે સ્વદેશમાં, પોતાની જન્મ ભાષામાં ખીચડો કરશો નહિ, શુદ્ધ ગુજરાતી બોલવાનો ને લખવાનો હરહંમેશ પ્રયત્ન રાખશો અને જન્મભાષાનું ગૌરવ વધારશો. મ. ગાંધીજી અને નર્મદ જેવાઓએ કહ્યું છે કે 'યત્નકાર અધૂરો તો તેની ભાષા પણ અધૂરી, યત્નકાર પૂરો તો તેની ભાષા પણ શુધ્ધપૂર્ણ.' માટે મહાન દેશભકતોના વચનને સંપૂર્ણ અમલમાં આણશો એવી આશા છે અને " ઇંગ્રેજી જાણનાર ગુજરાતીએ જાણ્યે અજાણ્યે પણ પરસ્પર વ્યવહારમાં ઇંગ્રેજીમાં પ્રયોગ નહિ કરવો." આ મહાત્માજીના વચનને ધ્યાનમાં લેવાની વિનંતિ સાથે વિરમીશ.

આપ સર્વનો અમૂલ્ય વખત આ મારા શુષ્ક વિષય માટે રોકવા બદલ ક્ષમા ચાહું છું. વળી કોઇ પણ વ્યકિતને ખોટું લગાડવાનો ઇરાદો ન હતો છતાં તેવું કાંઇ બન્યું હોય તો તે પણ દરગુજર કરશો એવી આશા છે.

ટીપઃ—આ લેખ લખાયા પછી મ. ગાંધીજીના પ્રયાસથી વિદ્યાપીઠ, વિનયમંદિર, મહામાત્ર વગેરે શબ્દ પ્રયોગો નવા થયા છે પણ સ્થિતિમાં મોટો ફેરફાર હજી થયો નથી એ ભૂલવું ન જોઇએ.

